| | | |
|---|---|---|
| ભુલ=ચુક; ગફલત. | ખેદ (સ) શોક. દલગીરી. | પીડા (સં) દુ:ખ, વીપતી |
| ભાખે (સ) બોલે. | બુઢો (હીં) ઘરડો | સડે=સળી જાય |
| તડે=ધાએ, દોડે. | પુત્રી (સ) છોકરી | અંતે (સ) છેવટે. |
| સ્વાદ(સ)લેહેજત; મીઠાસ | પાપી=દુષ્ટ ઘાતકી | અંધા (ફા) આંધળો |
| પુંજી=દોલત, મડોલ | સ્નેહી (સ) માત્ર દોસ્તદાર સ્નેહ રાખનાર | વઢો=લડો, પકડો |
| ધારણા (સ) ધીરજ વીચાર | | તીખી=તીક્ષણ |
| ઘડે=હણએ, હણે | સમજુ (સ) સમજ રાખનારો | શીક્ષા (સ) શીખામણ સજા |
| ખતા (આ) ઠોકર ઠેસ. | | લડો=વઢો |

## ( કવિતાની સમજુતી. ) (૧)

ખાલી અમથો મુર્ખો નિશાળે જઇને, ખોટી ગપગપ મારીને વખત કાહાડે, પછી તે અણુઘડ મોડપણે અફસોસ કરવા માટે (૧) કઇ પાપી છાની માની નઠારી વાત હોય તે ઢાંકે, પણ તે ચૌટે ને ચકલે ખુલ્લી થાય ત્યારે તે પાપી મરતીઓર પછી અફસોસ કરવા માટે (૨) જે છાકરો ચડાવ્યો ચડે, ને હાથમા પૈસા આવે કે તુરત તે બધા ખરચી નાખે, ત્યારે દેવાળુ નીકળે ને તે દેવામા ડુબી જાય, પછી અફસોસ કરવા માટે (૩) જે વડે ગુજરાન ચાલે તેવા ઝાડને જોઇ, થડે ઉભો રહીને તેને કાપે, પછી જ્યારે ભુખ લાગે ત્યારે તેની વેદનાથી રડેને, પછી અફસોસ કરવા માટે (૪) જે બેવકુફ માબાપને નાનપણથી કાયર કરે, તે ઘાડપણે સુખ આપનારને યાદ કરી, પછી અફસોસ કરવા માટે (૫) બરાબર કિમ્મત લઇને ભેળ સેળ કરીને, જે નવા ઘાટ બનાવે, તેના રોજગાર થોડા દહાડા ચાલેઉ (ઘરાક આવતા નથી,) ત્યારે પછી અફસોસ કરવા માટે (૬) કશા કામમા ચુક ખાતો હોય, ને તે જો કોઇ બતાવે તો તેની સાથે લડવાને જાય, પણ જ્યારે તેનો સ્વાદ ચાખે (તે ચુકથી થતા માઠા પરિણામ જુવે,) ત્યારે અફસોસ કરવા માટે (૭) પારકી દોલતને જોઇ જેના દીલમા ધીરજ ન રેહે, તે પછી જે ભુલ ખાય તેનો બળાપો આણીને, પછી અફસોસ૦ (૮) ઘરડા વરને નાની છોકરી પરણાવવી, તે મુડદાને મીંઢળ બાંધેછે (એટલે ઘરડો તે મરવાનો વહેલો,) ત્યારે તે છોકરીનો બાપ દુખ કહેવ પછે, પછી તે અફસોસ૦ (૯) સગા મીતરોની સાથે લાકડી લઇને જે

ભડકા=હમલે હમલા
ફડાકા=બાધણુ; અપવાસ
મસ્તાન (અ) ખરાબપોર.
ઠેસ=ઠોકર, ખતા
કૌવત (આ) જોર
ભમરી=ચકરી, ફેર
બેભાન=શુદ્ધિવગરનો
મશક (ફા) પાણી ભરવાની ચામડાની મોટી કોથળી
તરસ=શોષ, તૃષ્ણા
છીપે=મટે; ઓલવાય
નાકૌવત (આ ફા) કમજોર અશક્ત
લાચારી (ફા] નાચારી, બીન ઉપાય
લાદેલો=નાખેલો, ભરેલો
કાચરી=પાણીના શોષથી ગજે પીલાય નહી તે
બેશુદ્ધ (અ) શુદ્ધિવીનાનો
વારે=મદદે
બેહોષ (ફા) ભાન વીનાનો હોશકે શક્તી વીનાનો.

પાઠ ૧૯ મો.

દ્રષ્ટી (સ) નજર નાખવી
સંકટ (સ) દુ:ખ; આફત
ભાન=શુદ્ધિ, સમજણ
અંધારા=તમ્મર, ફેર
બળતા=આગ, અગન
દયાળુ (સ) માયાળુ
શુદ્ધી (સ) ભાન.
આનંદ (સ) હરખ; સંતોષ
સાવધ=હોશીઆર

વેદના (સં) દુ:ખ
હીંગળોક=હીંગળો,(એક જાતનો લાલ રંગ થાયછે)
અગ્ની [સ) દેવતા, આગ, વસ્તવ
લાહે=અગન, બળતા
ભરપુર=પુરૂ ભરેલુ; જોઇએ તેટલુ
જગતકર્તા (સ) જગતનો બનાવનાર ઇશ્વર

પાઠ ૨૦ મો.

ભયાનક (સં) બીવામણી; ડરામણી
શોકાતુર (સ) દલગીર, શોકમા પડેલા, ચીતાવળી (શોક–આતુર)
કેલ્પાંતી (સ) શોક ઉપજન લાગ્યાવાળ; અપાર
સીંહ (સ) મોટું સાલવણુ ચોપગુ પશુ (પશુઓનો રાજા)
શોભતી (સ) સરી
ઝાડી (હી) નાના મોટા ઝાડો એકબીજા સાથે આવી ગુફા જેવુ બનેલુ તે
શીકાર (ફા) ભક્ષ
ચુકતો=ભુલતો
બો=બાખ, ગુફા
રખવાળ (હી) સાચવનાર, જાળવનાર
ઠઠ=મેદની; ભીડ
ફેંકો=બીકો.

તામસી=ગુસ્સે ક્રોધમાન.
વીકરાળ (સ) ભયંકાર
જંગલ (ફા) રાન, વન
મુળસ્વભાવ (સ) જાતી ખાસીઅત
સાર (સ) મતલબ
ક્રુર (સ) ધાતકી, દુષ્ટ
પ્રસંગ (સ) વખત
વરત્યા (સ) ચાલ્યા

પાઠ ૨૧ મો.

સાહસ (સ) વગર વીચારેલુ એકદમ જોરસાથી ઉતાવળુ, જોખમવાળુ
નેટ=નક્કી, નીરધે
સાથવ (સ) ભાઇ
તત્પર (સ) તૈયાર
મતી (સ) બુદ્ધી, વીચાર.
સથા (સ) પધાર્યા, બીજે જુ
વધામણી=ખુશી ખબર, ખુશાલી
વીમાસણ=સંતાપ
પતીવ્રતા (સ) ધણીના કહ્યા સર ચાલનારી બાયડી, સતી, ધણીના વ્રતવાળી
તુલ્ય (સ) બરાબર.
દાવાનળ (સં) વગડાનો અગ્ની (દવ–અનળ)
હર્ષ (સ) હરખ; ખુશી.
વીવીધ (સ) જુદા જુદા.
પ્રસંગો (સ) અવસરો.
કુડો=ખરાબ; નઠારો.
માનની (સં) બાયડી.

## ( કવિતાની સમજુતિ. ) (૪)

જ્યાં લગી આપણા ખોળીઆમાં પ્રાણ છે ત્યાં લગી ખોળીઆને ને પ્રાણને સગપણ છે, પ્રાણ ગયા પછી ખોળીઆને જરાવાર પણ ઘરમાં રાખતા નથી જીવતો હોય છે ત્યારે બાપ કહેછે કે મારો દીકરો, ને મા મમતા ગાય છે, તેમ મેહેતા કહેછે કે મારો ભાઈ તે કઈ આપદાની વખત કામનો છે, અથવા ( આપણો ભાઈ તે આપદાની વખત ભાઈ કહેતો આવ, એવી રીતે જીવમાં આયુ છે ત્યાં લગી સગપણ છે (૧) આગણાને મારી રીતે લીપ્યુ ( ચોકા કીધા, ) ને દેહમાંથી આત્મા જતો રયો તેથી દેહને બાળી મુકવા સારૂ બાહાર લઈ જવાનો વખત થયો, ત્યારે લોકો કહેછે કે ભાઈ તમે અડકતા નહી તમે અપવિત્ર થયો એવી ચતુરાઈ કરેછે, કેમકે હવે જીવ જતો રહયો માટે જ્યાંલગી જીવ છે ત્યાં લગીજ સગપણ છે (૨) જ્યારે બાપડાનો ધણી જીવતો હોય ત્યારે તે બાપડી તેને જગાએવાર મુનો મુકે નહી, ને જ્યારે તે મરી ગયો ત્યારે તો વેગળી રહીજ, ને બીજા ભગત કહે કે તને મનાણુ કાંઈ વહાલ કીધા પછી થોડી મુદતે તુરત બીજા સાથે સગપણ કરીને ગઈ, ત્યારે જુઓ કે જ્યાં લગી જીવ છે ત્યાં લગીજ સગપણ છે ! ( ૩ )

હે જીવડા, હે આત્મા ! તું પરમેશ્વરનું સ્મરણ કરી લે. આ દુનિઆ તો એક સ્વપ્ના જેવી છે માયા પુંજી ને માલમતા છોકરા છૈયા ને કુટુંબ કબીલો, એ બધુ મુકીને તમે એક દહાડો ચાલ્યા જશો, ત્યારે જમનો તમે માર ખાશો માટે હે જીવડા તું પરમેશ્વરનું સ્મરણ કરી લે, કેમકે આ દુનિઆ તો એક સ્વપ્ના જેવી છે (૪) મોટા મોટા ઉંચા અટારીવાળા માળ ને અજબ તરેહના ઝરૂખા કે જેમાં ગોખ (બેસનો) પાર નહી, તેવા તેનાને મોટા લક્ષાધિપતિ મુકીને ચાલ્યા ગયા ને તેના બાંધેલા અમલો રહી ગયા, માટે હે જીવડા૦ (૫) જીવ વગરના ખોળીઆપર નાખેલા ફુલ કરમાઈ જાયછે ને ઉચકનારે ચારે છેડે ચાર બાજુએ ચાર નાળીએર લટકે છે, પછી તે ખોળીઆને સારી રીતે ખાટલીમાં બાંધીને પછાડી રામ રામ કરીને બુમો પાડેછે, (એટલે જીવ મરી ગયો હવે તેનો ઓદ્ધાર

દુખાતા (સં) દર્દી; દુખી
રોગી=દર્દી, રોગવાળા
ભીખારી (સં) ભીખ માગનાર
ગળેલ=ગળાઈ ગયલ, હાડકા નીકળેલા.
જળેલા (હીં) દાઝેલા
ઉઘાડો=કાહાડો, ખાતે લખો એકઠી કરો
સુખસાજ (સં) સુખનો સામાન
સરેતો=સોધો
નઠારો=નઠારો
જમાવો=કાહાડો, જારી કરો
યુકતી (સં) યુકતી, તદબીર
પરલોક=પારકા દેશના લોકો.
હોંસ=ઉમંગ; હરખ
ધીર (સં) ધીરજ
જુગે જુગ (સં) હમેશ સુધી બારે ભવ.
જોગ (સં) વખત, દાવ.
લાના=આરીઓ

## (કવિતાની સમજુતી.) (૬)

પાણી વિનાના ગામ જ્યા કે પાણી નથી એ તેવા ઠેકાણા, કુવા, વાવ, નદી, તળાવ, વગેરેને ગળાવો, તે બધા જુના હોય તેને સોધીને નુતન સુધારો, એ ધનના ધણી એટલે (મોટા પૈસાદારો) તમારો ધર્મ છે (૧) મોટી ધર્મશાળાઓ બંધાવો, કે જ્યા બિચારા ગરીબ લોકોને ઉતરવાને જગો ન હોય તે આવીને ઉતારો કરે, તેવા માણસના શરીરના દુખ તમે મટાડો, એ મોટા લોકો તમારો ધર્મ છે (૨) એક સારી પોહોળી મોટી નિશાળ બંધાવો, ને નાના બચ્ચાને ભલી રીતે ભણાવો, કે જેથી આખી ઉમ્મર સુધીનો તમારો ઉપકાર થાય એ મોટા લોકો તમારો ધર્મ છે (૩) એક મોટું દવાખાનું કહાડો, કે જેથી કરી બિચારા દરદીઓનું દુખ દૂર થાય, રોગી બચ્ચું હોય તેને આરામ મળે, એ મોટા (૪) ભીખારીને જોઈને દયા લાવી ઓળો, ને તેને ખાવાનું આપી ભીખારીને ભીખારીન ગણો, પણ જેથી હજારો ઉદ્યોગનો ઉઠાવ થાય એવા કામ કરો, એ મોટા० (૫) જેના શરીર ગળાઈને બળી ગયેલા એવા અપંગ આંધળા જેનાથી ધીરજથી ધંધો ધારો થઈ શકે નહી, એવા માણસના પોષણને વાસ્તે પુંજી ઘરમાથી કહાડો, એ મોટા० (૬) સંપ કરી હરેક વર્ગને મુકરરીને બધા સુખનો સામાન લોકોને વાસ્તે સરતો કરો રોજ તમારા મનમા કઈ પણ નઠારા વિચાર લાવો નહીં, એ મોટા० (૭) પાકે દેશ જઈને ત્યા દુકાન કાહાડીને જમાવો, ને પારકા લોકના હજારો યુકિત શીખી લાવો, મનમા ઉમંગ રાખો ને હિમ્મત મુકિ ના દેઓ, એ મોટા० (૮) કવિતાની યોજના (કવિતા બનાવવાનું કામ) કવિ પાસે કરાવો ને સદાકાળ ધીરજવાન

ભીખ માગવા ગયો, ત્યાં બજારમાંથી તેણે ઘોટ આણીને ટકની લીધી, તે લઈ આવી ગુરૂને કહેવા લાગ્યો કે હું તો આજ બહુ કમાઈ આવ્યો એટલા કે (અટો અ ગીને બની બન્યો (૨) ત્યારે તે ગુરૂએ ચેલાને કહ્યું કે હવે આપણે એક રાત પણ રેહેવું નહી, કે જ્યાહાં બધી ચીજો એકજ ભાવે વેચાય છે, તો એ પ્રમાણે હવે ચોરનો ને શાહુકારનો ઇનસાફ પણ એકજ હશે, અને ગુનાવાળાને ઘટતી શીક્ષા થતી નહીં હશે. (૩) આપણે એ શેહેરમાં એક રાત પણ રેહેવું નહી, માટે ચાલો ચેલા તુરત આપણે બીજે ગામ જઈએ, ત્યારે ચેલો કહે કે હવણાં ખાવા પીવાનું પુષ્કળ મળે છે, તે મુકીને હું તો કેડે આવવાનો નથી (૪) ગુરૂએ તેને બહુએ ઉ-પદેશ કીધો, કે ભાઈ હવણાં એક રાતની રાત પડી રેહેવું એ ઘટારત નથી; આખરે તે વાત ચેલાએ જ્યારે નહીંજ માની, ત્યારે ગુરૂજીતો એ-કલા તે નગરી છોડીને બીજે ગામ ગયા (૫) પછી પેલા ચેલાજી તો ત્યાં ઘણા દહાડા રહયા, ને હરામનું ખાઈ પીને ખુબ મતવાલા બન્યા, પણ ત્યાં તેના પછી કેવા હાલ થયા, તે હું કહું તે તમે ગચા ધ્યાન રાખીને સાંભળો (૬) એક વાર એક વાણીઆને ત્યાં ચાર ચોર ચોરી કરવા સારૂ ખાતર પાડવાને ગયા, ત્યાં પરમેશ્વરના બનાવથી એવું બન્યું કે ખાતર પાડતાં ભીંત તુટી પડી એટલે ચારે ચોર કચરાઈને મરી ગયા (૭) ત્યારે તે ચોરની મા ગરવાન થઈ કે ઉપર કહેલ ગડોલ રાજાને ત્યાં ફરીયાદ કરવા ગઈ, ત્યારે તે ડોસીની અરજ સાંભળી રાજાએ તે શેઠ (વાણીઆને) ફાંસી દેવાનો હુકમ કીધો (૮) રાજાએ વાણીઆને કહ્યું તમે એવું ઘર કેમ ચણાવ્યું કે તે ઠેકાણે ખુન થયા, તે એકે કાળે રાતે ખાતર પાડતાં ચાર ચોર દબાઈને કચરાઈ મુઆ (૯)

પાઠ ૧૬ મો.

* વાંક=તકસીર; ગુનો
અપાર (સં) પુષ્કળ; જેનો પાર નહીં.
ખોડ=ખામી; કસુર
ઉચ્ચાર (સં) વેણ; શબ્દ
* પખાલી=ભીસ્તી.

લેશ (સં) જરા, થોડું
પુરપતી (સં) શેહેરનો રાજા
મુલ્લાં (ફા) વ્હોરા લોકોનો ધર્મગુરૂ, (મુસલમાનમાંએક ધર્મની પાળી છે.)
અધીક (સં) ઘણું.
છાકો=ભુકો; ભોડો.

નીધાર (સં) નક્કી
ભુપ (સં) રાજા
જોગી (સં) સાધુ.
અદ્ભુત [સં] અજાએબ
અવસર (સં) વખત
વેગે=ઝડપથી; તાકીદે.
ધીમાન (સં) સ્વર્ગની પ્રાલ-

| | | |
|---|---|---|
| ખી, કૈલાસ વાહન | પ્રતાપ(સં)મેહેર, મેહેરબાની | ભગ્નેલ=ભાગેલા |
| પૂર્ણ (સં) મગન , પુરો | આય=એમ, કલક | યુવતી(સં)નવજુવાનીનોધણી |

## ( કવિતાની સમજુતી. ) ( ૯ )

ત્યારે વાણીઆએ બચાવમા રાજાને જવાબ દીધો કે એના કડીઆની તમામ કસુર છે, આપ જો વાજબી વીચારીને જોસો તો એ કામમા જરાએ મારી ચુક નથી ( ૧૦ ) ત્યારે કડીઆને ફાંસીનો હુકમ થયો ને વાણીઓ તો બચી ગયો, ત્યારે કડીઆએ કહ્યુ કે રાજાજી એ તો ગારો કરનારની ભુલ થઈ છે ( ૧૧ ) ત્યારે ગારો કરનારો બોલ્યો, કે પાણી વધારે પડ્યુ તેથી ગારો ઢીલો થયો, તથા એ ભુલ તો પખાલીની છે એમા મારો જરાએ વાક નથી. (૧૨) ત્યારે શેહેરના રાજાએ પખાલીને કહ્યુ કે તુ ફાંસીએ જાય તો હવે પછી આ ગામમા આવા ગુના થશે નહી ( ૧૩ ) ત્યારે પખાલીએ કહ્યુ કે મુલ્લા રસ્તામા નીકળ્યો તેની તરફ મે જોયુ તેથી પાણી વધારે પડ્યુ, માટે હે રાજાજી મારા ઉપરથી રીસ કાહાડી નાખો ( મારો ગુનો માફ કરો ) (૧૪) ત્યારે મુલ્લાજીને મારવાનો નક્કી ઠરાવ કીધો, ને શુળી પાસે તુરત તે મુલ્લાને લઈ ગયા (૧૫) તે શુળીનુ ફળ જાડુ હતું ને મુલ્લાનુ શરીર પાતળુ ( તેથી ફાંસીનો ગાળો ઢીલો પડે એટલે નીકળી જાય, ) એ વાત ચાકરે રાજાને જઈને કહી (૧૬) ત્યારે રાજાએ કહ્યું કે તમે વારે ઘડીએ આવીને પુછવા શુ કરો છો, જાઓ કોઈ જાડો હોય તેને શોધીને શુળીએ ચડાવી દો (૧૭) એટલે શોધતા શોધતા એ જાડા ચેલાજી હાથમા આવી ગયા, તે ઘણા દાહાડાનો ખાઈ પીને શરીરે મતગાળો બન્યો હતો [૧૮] તે ચેલો તો થોડા દહાડાની રજા રાજા પાસેથી માગીને ગયો, ને ગુરૂ પાસે આવીને પસ્તાવા લાગ્યો, ત્યારે ગુરૂએ આવીને એક અજબ ઉપાયથી તેનો જીવ બચાવ્યો (૧૯) તે ગુરૂએ શુળી પાસે જઈને કહ્યુ કે રાજા કાને સાંભળ, આ વખતે જે કોઈ ફાંસીએ ચડે તેને તુરત વૈમાન મળે (૨૦) ત્યારે ચેલો બોલ્યો કે હું ચડુ ને ગુરૂ કહે હુ ચડું ( એમ પેલા મુરખ રાજાને સમજાવવાને ખાલી રમત કરી, ) ત્યારે રાજા કહે કે બાપને હું ચડું કે જેથી મને અનંત સુ--

જહાજો (હિ) મોટા વહાણો
કાંની=નાળીઓની ચોટલીના રેસા
કોપરેલ=કોપરાનું તેલ.
કફી (આ) બુંદ
લીલાપીળેર=લીલું લીલું ઠડક ઠડક
જવાહીર (આ) હીરા માણેક વગેરે

પાઠ ૭૮ મો

છુટક=છુટા છુટા
તળાસવું=ચાળવું દાબવું
લાછ (સ) લક્ષ્મી
પામર (સ) ગરીબ
વહાવું=છેતરાવું, ઠગાવું
વામવું=દૂર કરવું, કાહાડી નાખવું
ભદ્રા (સ) રૂડું ચાહાનારી સ્ત્રી, (ભદ્ર તે કલ્યાણ તે ઉપરથી ભદ્રા)
લક્ષ્મી (સં) પૈસો, દ્રવ્ય
કર (સ) હાથ
દસી (સં) ચાકરડી

સતવીદ્યા (સ) સાચીવીદ્યા
શીરોમણી (સ) સર્વથી મોટી સર્વોપરી.
પ્રૌઢા (સ) મોટા.
સહસા (સ) વગર વીચાર્યું જોખમવાળું જોરસાથી ઉતાવળું
સતવાદી (સં) સાચો
શુરા (સ) બાહાદુર
જશવંતા (સં) માનવંત, પ્રકાશતા જશવાળા
પાણીઆ=પથ્થર.
કૃત (સ) કામ
કટાંને=વઢાવે, લેવડાવે
મરજાદા (સ) માનઆબરૂ
કારજ (સં) કામ
અચીત=ઓચીંતુ એકાએક
વીમાસવું=હાથ ઘસવ, પસ્તાવું, વીચારવું
સાધુ (સ) વૈરાગી; સત
પુન્ય (સ) ધર્મ, દાનનું આશીશ

વ્યસની (સ) ખરાબ લતવાળો
પીકણ=નરમ, પોચો
તાતી=ઉગામેલી, ગરમ.
આથમણું=પશ્ચીમ તરફ
ઘાવ (હી) ઘા; ઝટકો, જખમ.
દેહ (સં) કાયા, શરીર.
વાંઝીઓ=જેની સ્ત્રીને છોકરા થાય નહી તે સખસ
પ્રગટે (સં) જન્મે.
પુતર (સ) છોકરો.
રાંક (સ) ગરીબ.
ભદ્ર (સ) કલ્યાણ; રૂડું
તક=વખત, સમય.
ફળે=પ્રસન થાય
બોલ=શબ્દ વેણ
સોહે=સાથે; શોભતુ.
સુલતાન (આ) બાદશાહ
તુલે (સં) બરાબર.
તેહેવાર=વકફર આઠ શાખ.
દાવાદન=ઘણુંજ, અતુલ.

## ( કવિતાની સમજુતી. ) (૧૦)

વિદ્યાના મોહોડા આગળ લક્ષ્મી હાથ જોડીને ઉભી રેહેછે, વિદ્યા આગળ લક્ષ્મી આંખુ હોડીને ચાલી જાયછે; વિદ્યા આગળ લક્ષ્મી પગ ચાંપીને તેને નમેછે; વિદ્યા આગળ લક્ષ્મી કંગાળપણાથી દાસી થઈને રેહેછે સાચી વિદ્યા એ સર્વથી મોટી છે, સાચી વિદ્યા ત્યાં ધન ઘણું એ; શામળ કહે સાચી વિદ્યા વિના બિચારા માણસોને મોટા પશુ જેવા જાણવા. (૧)

જે પુરૂષો વિચારવંત છે તે વગર વિચાર્યું ( એકદમ જોરસાથી ઉ-

તાવણુ) કામ કરતા નથી, અને એવુ કામ જે નહીજ કરે તે કોઇથી છે-તરાતા નથી જે પુરા વિદ્વાન હોયછે તેજ એવુ વગર વિચારયુ કામ કરે નહી, અને એવુ કામ જ નહી કરે તેજ સાચા શુરા નર હોયછે; જે વગર વિચાર્યુ કામ કરે નહી તેને કીમતવાન જાણવા, ને જે એવુ કામ કરેછે તેને વાસ્તે શામળદાસ કવી એવુ કહેછે કે તેને વિદ્વાન નહી પણ પથ્થર માનવા (૨)

વગર વિચારયુ કામ કરનાર કોઇ દાહાડો માથું કાપે, વગર વિચારયુ કામ કરનાર ઇજત આબરૂ ખોવરાવે, વગર વિચાર્યુ કામ કરનાર પોતાનો જીવ ખુએ, વગર વિચાર્યું કામ કરનાર કોઇ દહાડો પણ સુખે નવ સુએ, તેમ વગર વિચાર્યુ કામ કરનારને ઓચિંતુ દુઃખ આવી પડે, ને એવુ કામ કરવા થકી શામળ કહે કોઇ દહાડો હાથ ઘસવા પડે (૩)

પંડીતને પંડીત મળે તો તેઓને અરસપરસ ઘણું સુખ થાય, વૈરાગીને વૈરાગી મળે તો તેઓનું એક બીજાનુ ઘણુ દુઃખ જાય, ચોખ્ખાની સાથે ચોખ્ખો મળે તો મોટા પુન્ય બરાબર ગણાય, તેમ સાચાની સાથે સાચો મળે તો મોટી આબરૂ પકાય, જુઠા માણસને જુઠો મળે ને વ્યસનીને વ્યસની જડે, જેમા જેવા ગુણ મળતા તેવા જગતમા સેહેજ તેના સ્વભાવથી આવી મળે (૪) વાણીઓ જેનુ નામ કે તે કદી પણ જુઠુ બોલે નહી ગમે (ઉગામી) તરવાર બાંધવાથી બીકણ હોય તે સૌથી પેહેલો નાસે ઉગામી તરવાર બાંધવાથી મરવા કરતા પેહેલો ડરેથી તે ચાલ્યો આવે, ઉગામી તરવાર બાંધીને તે પોતાનાજ વખાણ કરે, અને પુર્વ તરફની પડે ધુમ તો પશ્ચિમ તરફ ચાલ્યો જાય (આગળ પડયુ હોય તો પાછના બારણા લે,) વળી વાંકી પાઘડીઓ માથે મેલે (વરણાગી બતાવે) ને સાવચેત થઇને પેહેલા ચહડી આવે, પણ શામળ કેહે જ્યારે મોટા ઘા માથાપર પડે ત્યારે સૌથી પેહેલોજ તે નાસી જાય. (૫)

જો કોઇ ગરીબ માણસ પણ તે જીવતો હોય તો કોઇ દહાડો તેને પૈસાનો લાભ થાય, દુઃખી કાયા અથવા કોઇ દુઃખીઆરો જીવ પણ જો તે સલામત હોય તો કોઇ દાહાડો પણ તેનુ દુઃખ દુર થાય; પાડીઓ પણ

કયારો કરે, તેમજ સુધારો થવાને૦ (૨) આપણને ઈશ્વરે ચોખ્ખુ ચાવવાને દાંત આપ્યા ને જુઓ કે માબાપ જેવાએ જ્ઞાન આપ્યુ, તેમ જે આપણને ભણાવે તે આપણો ખરો પાળનારો છે, માટે સુધારો થવાને૦ (૩) જે માણસ ભણેલો નહી હોય તેને પશુના જેવો સમજ્જો, જે ભણેલો હોયછે તેજ માણસમા કબુલ થાય છે, વિદ્યા શીખવવી એ મોટુ પુન્યનુ કામ છે એમ ધારો, માટે સુધારો થવાને૦ (૪) ખરેખાત વિદ્યાનો ભંડોળ કદી ઘટવાનો નથી, તેને ઠગ ઠગી કે લુટાંરા લુટી જવાના નથી, જુઓ કે જે વડે (વિદ્યાએ કરીને) હજારો જીવનુ પોષણ થાયછે, માટે સુધારો થવાને (૫) જે મુર્ખ વિદ્યા વિનાનો હશે તે ખાજાઓથી ઠગાશે, તેને દુખમા ડુબતો જોઇને તમે તેનો હાથ પકડો, ને તેને તમે પાર ઉતરીને ઉતારો, માટે સુધારો થવાને૦ (૬) જે માણસ લખીને વાચશે તેનેજ આખવાળો એટલે દેખતો સમજ્જો, (નહી તો આધળો જાણને,) અને જે માણસ ભણી જાણશે તેનેજ જીભવાળો સમજ્જો (નહી તો મુગો જાણજો,) એવો એવો સ્રીને પુરૂષ બનોને લગતો એજ ધરો છે, (એટલે બનોને ભણવુ જોઇએ,) માટે સુધારો થવાને૦ (૭) જે માણસ ભણેલો હોય તે દુખનો ચુરો કરી નાખે (કોઇ દિવસે પણ તે દુ ન કાઢી શકે,) જે ભણેલો નહી હોય તે મનમા ઘણોજ પસ્તાય છે, કદી તે એમ ધારેછે કે આ મારી જીદગાનીને ધીક્કાર છે કે હુ ભણ્યો નહી, માટે સુધારો થવાને (૮) તમે ખચીત માનજો કે આ વાત ધ્યાન આપવા જોગ છે. એટલે એ વાત મોટી છે; ને હુ ખરૂ વિસ્તારીને કહુછુ કે એને નજીવી ગણશો નહી; માટે બધે ઠામ ઠામ નિશાળો કહડાવો, એવુજ મોહોડે દલપતરામે માગ્યુ છે (૯)

પાઠ ૯૩ મો.

ધાગણ કરવુ (સં) લુગુ ધરવુ, ચરડાવવુ

ગોહત્યા (સ) ગાયને મારવી; ગાયની હત્યા કરવી, ગાય માર્યાનુ પાપ (ગો=ગા

યા)

મહા યુદ્ધ (સ) ઘણી મુશ્કેલાઇથી

વાદળી=ભુરા, અસ્માની

દેવસ્થાન (સ) દેવનુ ઠેકાણુ, મંદીર

પાઠ ૯૪ મો.

કૃતઘ્ની (સં.) ગુણને બદલે અવગુણ કરનારો નીમકહરામ.

આડા=ઉલટા; વીરૂદ્ધ

ધારાદોર=સીધા.

દુર્દશા (સં) ભુંડા હાલ
મંજુર (આ) કબુલ
બુમ ટ=પોકાર; શોર

પાઠ ૯૫ મો

દબાણ=કબજો, ફાંસો
મસલહત (આ) વીચાર
મ્યાના=મેનો, પાલખી જેવું બેસવાનું
દીવાનગીરી (ફા.) વજીરાત, પ્રધાનવટી
બેવકુફી (ફા) મુરખાઈ
મોહર (ફા) શીક્કા, છાપ
ઓહદો (આ.) પદવી, દરજ્જો; (અમલદારી)
તલાટું=તલાટીની નોકરી, તલાટીનું કામ
ટોળી=મંડળી

પાઠ ૯૬ મો.

રક્ષક (સં) વાલી; સાચવનાર
આભીર=ભરવાડ, રબારી
વંશપરંપરા (સં) પેઢી દર પેઢી, સદૈકાળ.
સરદારી (ફા) હાકમી
વડેરો=માનો બાપ; દાદો
તફાવત (આ) ફેર

પાઠ ૯૭ મો.

જુદ્ધવીર (સં) લડવૈયો
ધામધુમ=દબદબો
ઉલટીને=સામા થઈને
દીવાનખાનું (ફા) બેઠકનો મોટો ઓરડો
બેશુમાર (ફા) શુમાર વગરની; ઘણીજ
ધ્વંસ=સંહાર, નાશ.
ફાટફુટ=બેદીલ, ફુટ.

પાઠ ૯૮ મો.

ધાડ=લુટારાની ટોળી
બાયલા=નામર્દ, હીચકારા બીકણ
ઘા=જખમ, ઝટકા
પરાક્રમ (સં) ભારે કામ
મહાકાળ (સં) રોજ
ચોરો=ઓટલો, ચોતરો.
લહેર=ખુમારી
ભંગી=ભાંગ પીનારો
ઝાંઝ=રીસ
ચાબુક (ફ) કટકો, ચાબખો
વીસ્મય (સં) નવાઈ
કમબખ્તી (ફા) ભુંડા હાલ
જોડી કાઢેલા=બનાવટની, ખોટી

પાઠ ૯૯ મો.

બુદ (ફા) કાના
છોડવા=છોડવા, બીઆવાળા ફુલ
ગર=માળો, મીચ
લીંગચટા=જરા પીળા
ગુરમ=વાસ, સોડમ
મરટ=હરમાં સ્વાદ
જાગ્રતી (સં) હોશીઆરી શુદ્ધી; સાવચેતી
મીઠાશ=ગળપણ

પાઠ ૧૦૦ મો.

સજીવન (સં) જીવવાળો
પરીપક્વ (સં) પુરાપાકા
ગંધાળી (સં) ગંધવાળી ફળ ફુલ
અમળાવીને=વળીને, મરડીને
દેશાવર (સં) પરદેશ; દેશાંતર, પારકે મુલક

પાઠ ૧૦૧ મો.

દાખલ (આ) સામેલ
નાતરવું=નાક, ચોખ્ખું
સંબંધ (સં) વળગણ
સ્થાઈ (સં) હલે ચાલે નહી તે, કાયમ
યોગે (સં) ઉપાયે; થી
ગોફણ=વચમાં ગેળો ને બે પાસ છેડા હોય એવું ઝીણું પથ્થર મુકી ઉગાડવાનું તે

પાઠ ૧૦૨ મો.

આમન્યા=માન; ભાગ
સુક્ષ્મદર્શકયંત્ર (સં) ઝીણી ચીજ મોટી દેખાય એવો કાચનો સંચો
વાળાકુંચી=બળનો તનો કુચડો

પાઠ ૧૦૩ મો.

ઢેલી=ઝાંપવ જગ્યા ઉગ મસવાનું લે ઢાનું હથીઆર.
ધાવ=ધવડાવનારી સ્ત્રી
શોભીતા (સં) સારા.
દટો=ઘુચ, ડટો
જંતુ (સં) જીવડા.

ડંખ (સ) ચટકો

પાઠ ૧૦૪ થો.

દમયતી (સ) નળ રાજાની રાણી, ને ભીમક રાજાની છોકરી
નળ (સ) નૈષધ દેશનો રાજા
વીયોગ (સ) જુદા પડવુ
નયન (સ) આખ
શોણીત (સ) લોહી
ટીંબા=ઊંચા ટેકરા
વૈદરભી (સ) વૈદરભ દેશના રાજાની છોકરી તે (દમયતી
વલવલે=ટળવળે, વલખા મારે
ભામની (સ) બઈરી
ભે (સ) ભય; બીક
એકલડી=એકલી, નીરાધાર, જાતે
રસના (સ) જીભ
જાપ (સ) જપ, (એકચીતે સ્મરણ)
જપતી=ભજતી.
શુદ્ધ (સ) ભાન.
ડગ=પગ.
રુધીર (સ) લોહી
આખડે=અથડઈ પડે.
ઠેસ=ઠોકર
ઠેઝરડા=કાપા, નોહોર)
ગરાડ=મોટા, ઊંડા
અશુદ્ધ (સ) ભાન નહી તે
ઉર (સ) છાતી, દીલ
થડકે=હાલે, થ થરે
બગાડ=પોકાર
બોય=બો, બબોલ
ગરૂ=દર
ફુફરે=ફુંફાડા મારે
ઘુઘવા=ઘોઘાટ કરે
ઘોય=ઘો કરીને સરડા જેવુ બીવામણુ અવ.જનુ જાનવર
પ્રીછ=જાણ, ખબર
વસીઆર=બીલાડીના જેવુ પણ તેથી જરા મોટુ પશુ
છીકારવા=હરણ
ચીતરા=નાના વાઘ
ફાળ=ધારેકો', કુદકો
ફાલુ=કોળા જેવુ પશુ.
નાદ [સ] અવાજ, સાદ
શામળ=સમળાનુ ઝાડ.
સેકટી=સરગુઓ
પથ (સ) રસ્તો, (ધર્મ)
કટળી=કાંટાનુ ઝાડ
ઘોર=ઘુએરાઓ
ઓર=મોરડી
સુંદરી (સં) રૂપવતી સ્ત્રી
ચરણે (સ) પગે
કામની (સ) બાયડી
ઝાખરૂ=કાટ વાળી ઝાખળી
જટીઆ=લટીઆ, (જટાની પેઠે ગુચવાયલા માથાના બાલ)
રેણી (સ) રાત; રાત્રી
જાડુ=અઘોર, બીકવાળુ
ઘોર (સ) ભયંકર
અનઉદક (સ) અન ને પાણી
નીંદ્રા (સ) ઊંઘ
સુવન=સુવનુ.

## (કવિતાની સમજુતિ.) ૧૩)

વૈદર્ભી (વૈદર્ભ દેશના ભીમક રાજાની છોકરી ને નળ રાજાની રાણી તે દમયતી) વનમા અંધારી રાતે ટળવળે છે, તે જાતે સ્ત્રી જાત અને વળી એકલી તેથી તેને ઘણો ડર લાગેછ, વૈદર્ભી વનમા ટળવળેછે. (૧) તે રાણી દમયતી જીભાએ નળનુજ નામ દે છે, ને તેનજ નામના જપ જપ્યા કરેછે; (વારેવાર નળનળ એમ બોલ્યા કરેછે) તેને શરીરનુ ભાન નથી, ને અંધારી રાતે તેને પગે કાંટા લાગેછે, વૈદર્ભી વનમા૦ (૨) તેણી

રડતા રડતા આંખો રાતી થઇ ગઇ ને આંખમાંથી આસુએ કરીને તેજ ઘટ્યું ને નેત્રમાથી આસુની બે ધારા ઝર્યા કરેછે ને લોહી નેહેછે, વૈદર્ભી વનમા૦ (૩) તે ચાલેછ પણ અહીંથી આહી ને પાહાની પાહા એવી રીતે અથડાય છ, ને પગમા ઠોકરો વાગેછ તેમ કાટામા બાલ ભરાય છે, ત્યારે ચાલતી ઉભી રહીને અટકે છે, વૈદર્ભી વનમા૦ (૪) તેના શરીર ઉપર ઝા-ડની ડાખળી વગેરેથી ઘણા નેહોર કાપા પડયા છે, ને તેમાથી લોહીની ધાર નેહેછે, ને મોહોડેથી નળ નળના ઉચ્ચાર શિવાય બીજો કંઇ પણ વી-ચાર તેને આવતો નથી, વૈદર્ભી વનમા૦ (૫) તે ઊંડા કોતરો ઉતરે ને મોટા મોટા ઊંચા ડુંગરો આવે તેપર ચહડે, ને વાઘ મોટો પોકાર મારે તોપણ તેનું દિલ બન દિનાનું (હોં બેદિલ) થઇ ગયું તેથી ધડકતું નથી, વૈદર્ભી વનમા૦ (૬) તેને વાટે રસ્તે ટેકરા ટેકરીઓ ને બીય મણી ગુફાઓ ઘણી આવે, ને નપ દરમા ફુંફાડા મરે ને નોપણી માહે ધોધાટ કરે તેથી ત્રાસ પામે, વૈદર્ભી વનમા૦ (૭) તથુ પખીના જે શબ્દ થાય તે તેની જાણમા આવે નહી, તેમ વરૂ વણીઆરનો શબ્દ પણ ઘણો થાય ને તેની પાછળ રીછ દોડે, તેની પણ ખબર તેને પડે નહી, વૈદર્ભી વનમા૦ (૮) ત્યા હરણ ફુંફાડા મરી રહેછ ને ચીતરા ( કાબરા વાઘ ) પેટમા ઘારકો પાડેછે કે (ઓ આવે ) ફુલુ એટલે કોલા જેવા જાનવરનો પણ બહુ અવાજ થાય; ને નીયાળનો શબ્દ પણ સમજાય, વૈદર્ભી વનમા૦ (૯) આંબા, આમલી, ને લીમડા, તેમજ એખગના ઝાડ તણ બહુ, વળી સમળો સદડી ને સેકટી એ ઝાડ પણ ઘણા તથી દમયતીને રસ્તો સુઝતો નથી, વૈદર્ભી વનમા (૧૦) બોરના લકડાના, બાબરના તાતગના, કચકીના, કટળી અને શુએરીઆ-ના ઝાડ, તેમજ બાવળના ઝાડ પણ ઘણા બીયામણા, ને ત્યા ઘણી બો-રડીઆ તેથી પણ તેને રસ્તો દેખાતો નથી, વૈદર્ભી વનમા૦ (૧૧) તે ઝા-ડોની અટવાઇમા તે દમયતી રાણી અથડાઇ પડેછે, ને તેને પગે ઝાડોના વળા વીંટાઇ જાયછ; ને તે રાણીના માથાના ચોટલાના બાલ છુટા તેથી તે બળીઆ ઝાડ ઝાખરામા ભરાઇ જાયછે, વૈદર્ભી વનમા૦ (૧૨) તેના શરીરે ઝાડો આડાય. ને શરીરનું ભાન નથી તેથી કાટામા તેનાથી પગ મુકાય છે,

ને નળ રાજાનું સ્મરણ કરતી જાયછે, વૈદર્ભી વનમા૦ (૧૩) તેને રાત કે દિવસ કશુ માલમ પડે નહી, એવુ તે અઘોરવન, ત્યા ઘણા બીહામણા શબ્દ થાય તેથી તેનુ શરીર થરથર ધ્રુજ્યા કરે, વૈદર્ભી વનમા૦ (૧૪) ને ને અન કે પાણી કશુ ભાવે નહી ને રાત્રે ઊંઘ પણ આવે નહી, તેમ નહી બેસાય ને નહી સુવાય, એવી રીતે તે અટક રાનમા તેને ભટકતા ભટકતા ત્રણ દહાડા એમ વહી ગયા વૈદર્ભી વામા ટળવળેછે (૧૫)

| | | |
|---|---|---|
| પાઠ ૧૦૫ મો. | કટકુ (સં) લુગડું, વસ્ત્ર | અજગર (સં) સાપ |
| દ્રુમ [સં] ઝાડ | ઉલટ=હોંસ, ઉમંગ | વીકાશી=પોહોળુ કરી |
| પરહરવુ [સં] છોડવુ | ભાળ=શોધ, તપાસ | પ્રીછયો=જાણ્યો. |
| પુન્યશ્લોક [સં] ધર્માત્મા, કીરતીવાન, ત (નળ રાજા) | ભુપાળ (સં) રાજા | વીખ (સં) ઝેર, સોમલ |
| | કટ (સં) કેડ | અધીર (સં) ધીરજ વગરની આકુળી |
| શ્યામા (સં) બાઈડી | શાર્દુલ (સં) વાઘ | |
| | વહાલ=હેત, ચાહ | ચક્ષ [સં] આંખ |
| જાનુ [સં] ઘુંટણ | નૈષધ દેશી (સં) નૈષધ દેશનો રેહેનાર, નળ | કંઠે (સં) ગળે |
| પત્ની (સં) રાણી | | શોષ (સં) પાણી વગર ગળે બોલાય નહી તે |
| નૈષધનાથ [સં] નૈષધ દેશનો ધણી ત (નળ રાજા) | સાવજ=વાઘ | |
| | વનદેવી (સં) વનની માતા (દમયંતી) | મરણ સમે (સં) મરતી વખતે; અંતકાળે |
| કાજળ=મેંશ | | |
| વ્યાકુળ (સં) બાવરી | કંપાય=થરથરે, બીએ | તારવી=નીકારી |
| દેહડી (સં) દેહ, કાયા | તરૂપતી (સં) ઝાડનો ધણી ઊંચુ ઝાડ | જુગત (સં) હીકમત |
| નાથ (સં) ધણી; સ્વામી | | |

## ( કવીતાની સમજુતી. ) (૧૪)

નૈષધ દેશના રાજા નળના રાણી દમયંતી ભુલી પડેલી તે વનમા ભટકયા કરેછે, તે મુખેથી નળ નળ કર્યા કરેછે, બીજો કઈ પણ શબ્દ બોલતી નથી, દમયતી ભુલી પડેલી તે ભટકયા કરેછે (૧) તેની આંખમાની મેંશ પણ આસુંએ ધોવાઈ ગઈ, ને તેનો સ્વામી નળ રાજા તેનુ પેહેરેલું વસ્ત્ર ફાડી જતો રહયો, તેથી તેની અડવી કાયા ઊઘાડી રહી તેના દુઃખે તે બાબરી થઈ ગઈ, દમયતી ભુલી પડેલી તે. (૨) એટલામા એક ચીતરો આવતો દીઠ', તેને હોંસથી ધીરજ રાખી દમયતીએ નળ રાજાની ખબર

પુછી કે ભાઈ તારા જેવી કેડ છે, તેં નળરાજાને દીઠાતા? દમયંતી ભુલી પડેલી તે (૩) પછી દમયતીએ વનમા એક વઘને જોયો તેને દમયંતી પુછેછે કે હે વાહાલા, તને કઇ નૈષધ દેશના રાજા રસ્તે મળ્યા? તારા જેવીજ તેની ચાલ છે, દમયતી ભુલી પડેલા તે (૪) એટલે વાઘ તો મ- ભગયો, ને બીકથી નાશી જાય કે રખે એ વનની માતા દમયંતી મને પક- ડશે, (કેમકે વનમા તે રાક્ષણી જેવી દેખાતી હશે) અને બીજા પશુ પણ થર થર ધ્રુજવા લાગ્યા, દમયતી ભુલી પડેલી તે (૫) પછી ઊંચા ઝાડને પુ છયુ કે તારી ઊંચે ડાળ ગઇ છે, માટે હે ઝાડના વણી (સૌથી મોટા ઝાડ) મને નળ રાજા કયા માલમ પડે દમયતી ભુલી પડેલી તે (૬) ત્યારે ઝા- ડનો કંઇ જવાબ આપે નહી, તેમ તેમ રાણી ઘણુ રૂદન કરવા માડે, ને કેહેકે નળ રાજાથી હુ જ્યારે નગળી પડી ત્યારે સઘળા મગ શત્રુ થઇ પ- ડ્યા, દમયંતી ભુલી પડેલી તે (૭) એવામા એક મોટો સાપ મોહુ ઉઘાડી રસ્તમા પડયો છે, તેને દમયતીએ જાણ્યો નહી તેથી તેના મોમા પગ મુ કી દીધો, દમયતી ભુલી પડેલી તે (૮) તેનો પગ ઘુટણ સુધી તે સાપના મોમા ગયો, તેથી રાણીને શરીરે બધે ઝેર ચડી ગયુ તેથી તે ત્યા બા- વરી થઇને નળ રાજાને સાદ પાડીને બોલાવવા લાગી, દમયતી ભુલી પડેલી તે (૯) તે સાપતો મનમા ખુશી થયો, કે આજતો ભલો શીકાર હાથ આવ્યો પણ વૈદર્ભી ઘણું ટળવળવા લાગી લાગી ને તેના આખના નેત્ર બને ઊંચા ચહડી ગયા, દમયતી ભુલી પડેલી તે (૧૦) તેને બોલતા બોલતા ગળે શોસ પડયો, ને માઢે પાણીનો શોષ પડયો, ને કહ્યુ કે મરતી વખત પણ મારૂ હઇઆ કોઇ મળે નહી, એમ કહી ભુમિ નળ નળનુ ધ્યાન ધરતી જાય, દમયતી ભુલી પડેલી તે. (૧૧) એવામા રાણીને રડ તી સાંભળીને ત્યા એક શીકારી દોડતો આવ્યો; ને રાણીને દીઠી તો સા- પના મોમા તેનો પગ ભરાયેલો છે, દમયતી ભુલી પડેલી તે (૧૨) તે શીકારીએ પછી સાપને કુહાડાનો ઘા કરીને મારી નાખ્યો; અને હી- કમતથી તે નળ રાજાની રાણીનો પગ તેના મોમાથી કહડાવ્યો, દમયતી ભુલી પડેલી ભટકયા કરેછે. (૧૩)

નળ એ મોટો ધર્માત્મા ક્ષત્રી રાજા થઈ ગયો, તે નૈશધ દેશના વીરસેન રાજાનો છોકરો, તે ઉપરથી તેને નૈશધનાથ કહે છે દમયંતી એ વૈદર્ભ દેશના ભીમક રાજાની છોકરી, તે ઉપરથી એને વૈદર્ભી કહે છે નૈશધ એ બંગાળાનો એક પ્રદેશ છે અને વૈદર્ભ તે દક્ષિણમાં છે તે ઘણું કરીને (વરાડ હશે) નળ દમયંતીની આખી વાત પ્રેમાનંદ કવિએ રચેલી છે તેને નળાખ્યાન કહે છે, તેમાં ૬૪ કડવાં છે તેમાં આ તો ૩૭ તથા ૩૮ માં એવાં બે કડવાં છે નળ રાજાની પૂંઠે કળજુગ પડ્યો અને તેણે નળ દમયંતીને દુખી કરી તેઓ વચ્ચે વિજોગ પડાવ્યો ત્યાંથી આ ચાલે છે ૧૦૫ માં પાઠની છેલી કડીમાં પારધીએ અજગરના મોમાંથી દમયંતીનો પગ મુકાવ્યો પણ પછી શું થયું તે વાત બીજા કડવામાં છે તે પારધીએ પછી દમયંતી ઉપર નજર બગાડવાનું કર્યું ત્યારે દમયંતીએ તેને કહ્યું કે મને છેડીશ નહી હું સતી છું પણ તેને માન્યું નહી ત્યારે તેને તે પારધીને શ્રાપ દીધો તેથી તે બળીને ભસ્મ થયો ત્યાં પછી દમયંતી વનમાં નળ રાજાની શોધમાં આગળ ચાલી ત્યાં તેને ઘણું દુઃખ પડ્યું, તેને માથે મોતીના હારની ચોરીનું તોહોમત આવ્યું, તેમજ નળ રાજા જ્યાં હતો ત્યાં તેને બાહુકજીનો વેષ લેવો પડ્યો પછી તે ચાર વિદ્યા શિખ્યો વગેરે જાણવા જોગ વાતો નળાખ્યાનમાં ઘણી વિસ્તારેલી છે તે રમુજી અને રસ પડે એવી છે; માટે તે ચોપડી વાંચવા જેવી ખુલાસો મળશે તે ચોપડી (નળાખ્યાન) વાંચવા લાયક છે.

પાઠ ૧૦૬ ઠો.

આગરીઓ=આગર લઈ જનારો હથીઆર વાળો પુરૂષ.
ધાંચીઆ=દરીઆઈ લુટારા લુટી જનારા
પેશવાઈ (ફા) પેશવાના રાજની ગાદી
રજુ (આ) હાજર; હજુર.
કુલ (આ) બધીરઃ તમામ.
અમીર ઉમરાવ (આ) ઉંચા કુળના માણસો ખાનદાનવાળા

પાઠ ૧૦૭ મો.

દુર્ગાની (ફ) અમદાવાદી લોક
રાજભ્રષ્ટ (સં) રાજની ગાદી ઉપરથી ઉઠાડવું.
રાજપદવી (સં) રાજની ગાદી હોદો
ધારા (સં) પ્રવાહ; ધાર
પૌત્ર (સં) છોકરાનો છોકરો
દગલબાજ (ફા) લુચ્ચો, દગાખોર
કાપ કાપી=ખુના મરકી; કાપાકાપી, ખુનરેજી.
ઓચ્છવ (સં) મોટી ખુશાલીનો દાહાડો; મોટો તહેવાર, રૂડુ ટાણું.
પુજારીઓ=પુજાના કરનારા

પાઠ ૧૦૮ મો.

પ્રભુ આવા વખતે તુ ઉઠીને હમારી અરજ મનમા લેજે, ને દગો કરે એવા કપટી જે લોકો છે તે બધાને તુ જમીન દોસ્ત (પાએમાલ) કરી નાખજે, એ દુસમનોના રેહઠાણને (ટોળીને) જરા વારમા તુ દુર કરી નાખજે, ને સદા તુ એ વિકટોરિઆ૦ (૪) અજવાળીઆમા જેમ ચદ્રમાનું તેજ દાહાડે દહાડે વધતુ જાય, તેમજ એ મોટા રાણી સાહેબનુ ઘણુ તેજ તારા વડે ચડતુ રહે, ને જેમ છજમાના છોડવા મુળ વિનાના હોય તેમજ તેના દુસમનોના કુળને તું મુળ વિનાના કરી નાખજે, ને સદા તુ એ વિકટોરિઆ૦ (૫) તારા ભડારમાથી ઘણીજ (ખુટે નહી તેટલી) દોલત એને આપજે, ને એના મનની ઇચ્છા પુરી પાડી ને સઘળા દુખ એના કાપી નાખજે; હે જગતના બનાવનાર ઇશ્વર તુ એના બધા ગાજમ કાજમા કુશળપણુ આપ ને સદા તુ એ વિકટોરિઆ (૬) લાબી મુદત સુધી એનુ રાજ હમારા ઉપર સદા કાયમ રાખજે, વળી એના કુટુબનો પરિવાર પૃથ્વી મધ્યે સુખ પામે તેમ વધજો, પરમેશ્વર પ્રીતે એના હકુમત બધા દેશમા બાઝજો, ને સદા તુ એ વિકટોરિઆ (૭) એનો ઇનસાફ દોષ વિનાનો (તરફદારી વગરનો) છે તે જગત મધ્યે પથરાજો, અને નિત્ય જુદે જુદે દીવસે બધા કામમા એનો જશ વધજો, હમે ઊચા સાદે એનાજ અવાજમા એના ગુણનું ધ્યાન કરીએ માટે સદા તુ એ વિકટોરિઆ (૮) ભાઇઓ મનમા ઉમંગ ધરી ઇશ્વરની સ્તુતિ કરીને મોહોડેથી એવુ માગજો, કે આ પૃથ્વીપર રાણીજીના હરેક કામમા ફતેહ થજો; ને એના દુસમનોનુ જોર નરમ પડી જજો, સાચા સ્નેહભાવથી તમે સઘળા સાગ માણસો ગામે ગામના એની કીરતી ગાજો, ને આ સાગ નવા છંદ દલપતરામ કવિએ રચેલા છે (૯)

પાઠ ૧૧૭ મો.

અપકાર (સ) સારાને બદલે નઠારૂ, અવગુણ
ઉપકાર (સ) પાડ, ગુણ.
આશ્રમ (સ) રેહેઠાણ, આશ્રાનુ ઠેકાણુ
આજાર (ફા) રોગ.
આતુરતા (સ) હોંસ
સેવા (સ) ચાકરી
તસદી (અ) મેહેનત.
દ્વેષ (સ) અદેખાઇ

પાઠ ૧૧૮ મો.

ગુહા-=આવકોમા જેગોપાળ કરવા તે
બંદગી (ફા) ઇશ્વરી પ્રાર્થના સ્મરણ.
ગરાસીઓ=વંશ પરંપરાથી કંઇ સરકારી જમીન મ.

જેવી કે તે બદલ કઠ રોકડ મળતુ હોય તે લે નારા લોકો, ગરાસન ધ ણી એક જાત ।। રજપુત—ઠાકોર
ઓવારણા=બલા ઉતારવી, બલાબલા કાહાડવી તે
ઘુમટો=લાજ, (માથ નો છે- ડો મોહાર ખેચવા તે)
નેપ્પી=જુદી, અળગી

પાઠ ૧૧૯ મો.

સામુદ્રધુની (સ) સાકડો પાણીનો ભાગ પાણીનાબે મોટા ભાગને સાધનારો
અંતર=અળગો, નિરંતર
ઝભ્ભો=ઢીલો લાબો ઝુલતો જામા જેવો પોશાક
નાપસંદ (ફા) અણગમતુ, પસંદ નહી તે
અંદર પરસ્પર=માહો માહે, અન્યોઅન્ય
અદબ (આ) નબુકાઇ, મર્યાદા

પાઠ ૧૨૦ મો.

ગુર્જરી=ગુજરાતની
બીરાજે=દીપે, શોભે
વીવાહ=લગ્ન, શાદી
ઠીક=જથો ટોળુ
શાહીબાગ (ફા) શાહજહા બાદશાહે બધાવેલો મોટો બાગ.
સાથ=જમાવ
સુહાવી=સભાવી
વધાઇ=વધામણી, ખુશીની ખબર; ખુશાલી
ગર્જના (સ) મોટો અવાજ, ગડગડાટ
દીપમાળા (સ) હારબંધ દીવાની રોશની કરવી તે
ઓપી=ઝળકી, દીપી
રાજમેહેલ=રાજાનો મેહેલ, (કલેકટર સાહેબનો બંગલો)
ગોટા=કલગી
નીવાજે (ફા) બક્ષીસ પા બક્ષીસ મળી
દારૂખાનું (ફા) આતશબાજી

દૈત્ય (સ) રાક્ષસ, વાદર
ઉત્સવ (સ) આનંદ, ઓચ્છવ
હરખ્યો (સ) ખુશી થયો.
આતશબાજી (ફા) દારૂખાનુ, દારૂ ભરેલાચીજો ફુટથી જોવાનો તમાશો.
લંકાપુરી=લંકા નગરી
ભભકાર=ભપકો
છબી (સં) ચેહેરો; ચીત્ર ન શીર
વ્રજ (સં) વૃંદાવનમા ગોકુળ મથુરા તરફનો; વ્રીજવાસીનો
લોચન (સ) આખ.
ત્રીલોચન (સ) ત્રણ આખ (ત્ર—લોચન)
ઉપમા (સ) શોભા, સરખાવવુ
પલ્લો=છેડો, કેડો.
સમાન (સ) સરખો.
નાવે=નહી આવે
જમાન (આ) જામીન
ટેકી=અટકી; થોભી

## (કવિતાની સમજુતી.) (૧૬)

વિક્રમાજીત સંવત ૧૯૧૫ મા, વળી સારા વખતે શિતાળ વર્ષમા, જ્યા કે ગુજરાતની રાજધાની (અમદાવાદ) બીરાજે છે, ત્યા આજે રાણીજીનુ સારૂ રાજ થયું (૧) તે વખતે બધાના મનમા એવો હરખ ઉપજ્યો, તે એવો કે કંઇ પૈસાનો લાભ થાય અથવા કંઈ મનનુ ધારેલું કામ થાય તેથી જેવો સંતોષ ઉપજે તેવો થયો; લગ્ન કરતા પણ તે દિવસનો વાર બાજે

મોટો ક્રોધ એમ શોભે, એવુ આજે રાણીજીનુ (૨) એ દીવસે લોકોના ટોળે ટોળા મોટા ઉમગથી ફરતા, અને બધાએ લુગડા પણ સફેત પેહેરેલા એવા ખડેરાટ બનેલ, તેઓ બધા એજ કામને વાસ્તે શાહીબાગમા ગયા, એવુ આજે રાણીજીનું (૩) ત્યા બધા સબના સાહેબો (યુરોપીયનો) મડળી મળી, અને ઘણા હોસે હોસે ફેરી શોઠીઆઓ મળ્યા, અને સ્વારો મળેલા તેના બદુકના મોટા અવાજ થતા હતા, એવુ આજે રાણીજીનુ (૪) ખુશ ખબર એટલે રાણીજીના રાજ્યની જાહેર ખબર વાચી સભળાવ્યાથી ન-ગરને ઘણો હર્ષ ઉપજ્યો, અને તેથી જુદા જુદા ભાગમા વાજા વાગી રહ્યા, તોપના અવાજને વખતે તે દિવસે ત્યા મોટા અવાજ થયા એવુ આજે રાણીજીનુ (૫) મળેલા ગ્રહસ્થો પછી ઘેર જઇને તે દિવસે સારા સારા ભોજન જમ્યા, અને એજ રાત્રે પછી દીવાની સારી રોશની તેઓએ બનાવી, તેમા God Save the Queen (પરમેશ્વર રાણીનુ રક્ષણ કરો) એવા મોટા અક્ષરો ન લખેલા તે શોભી રહ્યા હતા, એવુ આજે રાણીજીનુ (૬) એ દીવસે રાજાના મેહેલમા (હઇઆ અમદાવાદના કલેકટર સા-હેબના બગલામા) ઘણાક લોક મળેલા, તેઓને ભાષણો સભળાવી પછી ફુલ ગોટા આપ્યા, તેમ કવી દલપતરામ ડાહ્યાભાઇને નવી પાઘડી તથા શાલજોડો બક્ષિસ આપ્યો, એવુ આજે રાણીજીનુ (૭) તે દિવસે આત-સબાજીનો ખેલ ઘણુ સારો રચ્યો હતો, એ તમાશો તે વખતે ઘણા લોક જઇને જોતા હતા, જાણે દેવ (નાદરાનો દેશ એટલે લકા બળતી કેમ હોય એવુ દેખાતુ હતુ, એવુ આજે રાણીજીનું સારૂ રાજ થયુ (૮)

એવી રીતે જયજયકાર આનદ થયો, ને બધુ સભા મડળ ખુશી થયુ; અને તેઓ બધા હાથ જોડી ઊભા થઇને પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા કે હે ઇશ્વર, આ વિકટોરિઆ રાણીનુ રાજ્ય સદા કાયમ રેહે એવું તું કરજે.

જાણે શેહેરથી વેગળી લકા નગરી કેમ સળગી હોય તેમ તેમ મોટા ભડકાથી આતશબાજીની વખત રાવણની છબી ભાગી, કે કાનો ગોકુળ મથુરા તરફના દેશમા વગડાનો અગ્નિ સળગ્યો, અથવા જવાળામુખી પ-ર્વતની આગ ગગને ચડીને ગાજી; નહી તો જાણે (શીવ) ઇશ્વરની ત્રીજી

આભ ઉઘડી હોય એવી ઉપમા દલપતરામ કહેછે, તેવાજ આજે અમદાવાદમા રાજ્ય સભાના આગળ રાત્રે આતસબાજીનો ખેલ બન્યો. (૧)

મેલો ઘેલો પેલો આગ ખેલમા ઉભેલોછે તે જુઓ, તેને ગોદડા વતે સુધી લપેટેલો હોય એવા જણે હનુમાનજી આવેછે; તેના હાથ ઘરૂવાળા કાળા ને દાઢી મોઢુ પણ કાળુ દેખાયછે, ને પાઘડીનો છેડો લટકતો પુછડા બરાબર જણાયછે; તે ઠેકાણે (આતસબાજીમા) લોકો ત્રાસ પામીને નાસાનાસ કરે પણ જેના રામજી જામીન છે તેને કશી ઝાળ લાગતી નથી; તે ઠેકાણે ઠેકાણે બધે આગ લગાડીને આવો ખસેછે, તે કોણ જાણે હશે હનુમાનજી કે પછી નકી તો મુછના મુછેમાનજી (૨)

આ કવિતમા નક્કી સમજવાનું છે. પેહેલા અંગ્રેજી રાજ્ય ઈસ્ટ ઈંડિઆ કંપની ચલાવતી હતી, પણ સન ૧૮૫૭ ના બળવા પછી એ રાજ્ય રાણી સાહેબે પોતના હાથમા લીધુ એ રાણીના રાજ્યની શરૂઆત થઈ તે પ્રસંગે જુદા જુદા શેહેરોમા તેમને મુબારકબાદી આપવાને સભા મળી હતી મુંબઈમા પણ મળી હતી, સુરતમા રૂસ્તમપરામા જયા કે સરજમસેદજીની ઓકનાઓની નિશાની છે તે હીલચી બાગમા પણ મળી હતી; અને એજ કારણસર એક મોટી સભા અમદાવાદમા ત્યાના કલેકટર સાહેબના બંગલાના સવંત ૧૯૧૫ ના કાર્તક સુદ ૧ ને દીને મળી હતી, તે વખતની સભાનો આ કવિતામા બધો વિસ્તાર આપેલો છે એવુ સમજવુ.

આતસબાજીવાળા છંદમા રાવણની છબી લાગી એમ લખ્યુ છે તેનો અર્થ એવો કે જયરે રાવણ મુઓ ત્યારે તેનુ માથુ ફુટી તાળવામાથી અગ્નિ નીકળી ભડકા સળગી હતી, તેજ પ્રમાણે હઇઆ ( અમદાવાદમા ) આતસબાજીની વખત ઘણી રોશની થઈ તે વખતે કોઠીમાથી આગ નીકળી જાણે તેની ભડકા કેમ સળગી હોય એવુ થઇ ગયુ હતું.

મનહર છંદમા પેહેલા ગોદડે સુથાયલો હનુમાનજી એને ઉદ્દેશે લખ્યુ છે કે તે હશે હનુમાનજી કે મુછના મુછેમાનજી ત્યારે કોઇ કેહેશે કે આ કવિતામા તે વળી કોનનું નામ કેમ લખ્યું હશે? તેનું કારણ એ સમજવું કે જ્યારે હનુમાને લંકા બાળવા માડી ત્યારે પેહેલા તે બધે આ

ગ લગાડીને ખસતો રેહેતો હતો, તેમ અમદાવદમા સભા મળી તે દિવસે આતસબાજી તથા રોશની થઈ ત્યારે તે સુલેમાનજી બોરાએ સળગાવી હતી, તેથી તેને હનુંમનની ઉપમા આપી છે. જેમ હનુમાનના પુછડાને છેડે ગોદડા વીટેલા હતા, તેમ આ બોરાનો છેડો લટકતો હતો.

પાઠ ૧૨૧ મો.

દેવલ (સ) મંદીર દેરૂ
નખતેલ=એક જાતનું ચીકણું તેલ.
હસમુખા (સં) ખુશમીજાજના
શોખીલા (આ) મોજ શોખ કરનારા સહેલાણી
સમજુ=દાના, વીચારવંત
ખુશામતીઆ (ફા) ખુશામત કરનારા
ઢોંગી=બહાનાખોર
અનુસરીને=મેળવીને મળતા, લગતા
ગાલીચા (ફા) બીછાવવાના ઉનના કીમતી પાથરણા
પરસેપોલીશ=ઈરાનની અસલની રાજધાની
મનારા (આ) એક જાતની ગોળ ઘણી ઉંચી પોહો

ળી છાની છમાનત

પાઠ ૧૨૨ મો.

સીહણ (સ) સીહની માદા
અયાળ (સ) કેશવાળી, ગળા ઉપરના વાળ
ખુની (ફા) કોઈને મારી નાખનાર, ઘાતકી
તડાકે=ઝપાટે, ઝટાટે
વપત (સ) દુઃખ
જાનવરખાનું=જાનવરો રાખવાનું ઠેકાણું
રખવાળ=રાખવનાર

પાઠ ૧૨૩ મો.

પડઘા=બોલેલા બોલ ઉંડાણ કે ઝાડીવાળી જગ્યામા અથડાઈને પાછા સંભળાય તે
મદોન્મત્ત (સ) અહંકારમા છાકેલો, મનથી જફેડ જબરો
ત્રાડ=બુમ, બરાડ
ધ્વની (સ), અવાજ
સમ [સ] સરખો
ઓણ=આણી તરફ
હુંકાર=હુંકારો, હલકો બોલ
વનપતી (સં) વનનો રાજા.
ઉચ્ચારતા (સ) બોલતા
પ્રતીઘો (સં) સામો અવાજ
કેશરી (સ) સીંહ
ટેકતો=ઉભો રેહેતો
હૈડે=હૈએ
ગર્વ (સ) અહંકાર
તરૂ (સ) ઝાડ
વનરાજ (સ) વનનો રાજા; (સીંહ)
શાંત (સ) ચુપ, ઠારો
વદવુ=બોલવુ
અણધાર્યું=વગર વીચાર્યું; જેમ મનમા આવ્યુ તેમ

## (કવિતાની સમજુતી) (૧૭.)

એક બીયામણા વનમા એક મોટો સીંહ (વનનો રાજા) રેહેતો હતો, તે મનમા ઘણોજ અહંકાર માને; અને કેહેકે આજને સમે પૃથ્વી ઉપર મારા જેવું જબરૂ કોઈ નથી (૧.) એણે એક વખત ત્યા મોટી બુમ પાડી, તેથી ત્યા ઝાડોના જથામા તેના અવાજનો પ્રત્યાઘાત થયો (એટલે કે જેવી બુમ પાડી તેવીજ સામેથી કોઈ જાણે બીજો બુમ પાડતું હો-

ય એવું તેને સમજાયું ) (૨) તે સિંહ ઝાડોની સામા જોઈ કરીને વિચાર કર્યા કરે, કે આણી તરફ કોઈ આવ્યું; તને પછી તે સિંહ કહે તું કોણ તો પડઘામા પણ કોણ સંભળાય, તેથી તેણે જાણ્યું કે કોઈ આ મારા ચાળા પાડેછે (૩) સિંહ કહે કે તું મને તુંકારે (હલકા શબ્દથી) કેમ બોલે છે હું તને ઠોકી નાખીશ નહી તે અહિંઆંથી બહાર નાસ; ત્યારે પડઘો પણ જાણે તેને કહેતો હોય એવું લાગે કે તું મને તુંકારે કેમ બોલે છે હું તને ઠોકી નાખીશ, નહી તો અહીંઆંથી બાહાર નાશ (૪) સિંહ બોલે કે હું વનનો રાજા છું ને તું તો ચોર છે, ત્યારે પડઘો પણ સામું તેવુંજ બોલે, એમ બોલતા બોલતા ત્યાં ઘણા પડઘા પડવા લાગ્યા (૫) પછી પેલો સિંહ મનમા સમજ્યો કે કેણ જાણે એને મારૂં એ વનનું રાજ્ય લઈ લેવા ધારતો હોય, એવું ધારી તેને જોવાને વાસ્તે તે સિંહે હુંકારો માર્યો (૬) પછી તે મનમા હિમ્મત રાખીને બધે ઠેકાણે ઉભો રેહેતો, અને અહંકાર મનમા રાખીને મોટા બરાડ પાડતો ઝાડ પર્વત એવે બધે ઠેકાણે તે ફરી વળ્યો (૭) એવું જોઈને ત્યાં તેને એક ડાહ્યા શીઆળે કહ્યું કે હે વનરાજ એ અવાજ આપનો છે, આપ શીવાય બીજા કોઈનો નથી (૮) એ પ્રમાણે શીઆળે તેને ઘણી સમજુતી આપી, તે આગળથી સિંહ થંડો પડ્યો અને તે બધા કારણ મનમા સમજ્યો એટલે તેનો વહેમ દૂર થયો (૯) એ પ્રમાણે આ લોકમા જેવા બોલ બોલે, તેનો પડઘાથી પ્રત્યાઘાત થાય, ને બોલેલા બોલ જેવાજ સમજાય (૧૦) કોઈને સારો કહીને આપણે સારો શબ્દ સાંભળવા ને બાળક કહ્યાથી તે બાળક કહે, તેમ વખાણ કરેથી તે આપણા વખાણ કરે, ને ગાળ દીધાથી આપણને સામી તે ગાળ દે (૧૧) માટે મોમાથી શબ્દ કાહાડો તે વિચારીને બોલજો, પણ દલપતરામ કેહે કે વગર વિચારથી જુઠી જીભે એક પણ બોલવા નહી, (બાપુ તેમ કરવું નહીં.) (૧૨)

| પાઠ ૧૭૪ મો. | અવની (સ) પૃથ્વી. | કઠોર=વજ્ર; કઠણ |
|---|---|---|
| ઉપદેશ (સ) બોધ | અઘઓઘ (સ) પાપનો સમૂહ | માયા (સં) પૈસો ટકો; છોકરા છૈયાના વાડી. |
| ફીક (સ) દાઝ; શોક. | અંબાર (ફા) જથો; ભંડાર | મીટવા (સ) ફોકટ. |
| મુદગળ=મુદગળીક. | | |

મરકટ (સ) વાંદરો; માકડું (મુક લકડી)
પ્રપંચ (સં) છળભેદ; દગો, કુટકો.
પરહરતા (સ) છોડતા
સ્મરણ (સ) યાદ
ભવજળ (સ) દુનીઆના જંજાળ; સંસારરૂપીપાણી
જડબુદ્ધી (સં) મુર્ખ જેવી સમજ.

સંત (સ) સાધુ, જોગી
શુદ્ધ (સ) ખરેખરા.
રાગી (સ) ઠગલો
ગર્ભ (સં) આધારણ
મણા=કસર, ખામી
જગદીશ (સ) જગતનો ધણી, ઈશ્વર, (જગત—ઈશ)
અવતારણ (સ) પૃથવીનુ તળીઉં
કુકર્મ (સં) નઠારા કામ

કોઠાર=ભંડાર; ખજાનો.
જડરૂપ (સ) હાલે ચાલે નહી એવી જે હાલત (માને પેટે જન્મ્યા તેજ, કાંઇભગવતસેવાસીખીનહી)
શીત (સ) ઠંડ, ટાઢ.
વર્ષા (સ) વરસાદ
કલેશ (સ) કંકાસ
સોડ=ઘુમટો, બાજુ.

## (કવિતાની સમજુતી.) (૧૯)

મનને સો ફેરા સમજાવું તોપણ શું મન માનતું નથી. અને (ખળ, કઠણ, કઠોર, ચંચળ) એ જે મનના ચાર કહેવાય છે તે સાથે ચાળ ચિત્તવાળું મન તે ચો તરફ ફર્યા કરેછે. (૯૬) મન ભુતની પેઠે ભમ્યા કરે છે ને તે માયામા મચ્યુ રહેછે, પણ તેને ઈશ્વરનું ભજન કરવાને ગમતું નથી, મનને સો ફેરા. (૧) મનને માણસનું રૂપ આપીને કહેછે કે હે મન જો તું યમ રાજાના દુતનો ડર ગણતું હોય, તો આ ખોટા સુખને કેમ માનેછે ને ગયો વખત તે મનમા આણતું નથી મનને સો ફેરા. (૨) માથા ઉપર મોટા મોટા મગદળીઆનો માર પડે, તોપણ કંઇ દેખ્યાને વાંદરો (માર ખાય તોપણ) જેમ ઝાડપર ચડે તેમ તું મન પણ તે બાબા આગળ જઈને બેસેછે મનને સો ફેરા. (૩) માટે પ્રીતમ કવિ કહેછે કે હે ભાઈ (મન) તારે છળ ભેદને છોડી દીધાથી, અને રોજ પરમેશ્વરનું ભજન કરવાથી તને આ દુનિઆરૂપી પાણી (જંજાળથી) તારો ઓદ્ધાર થતા વાર લાગવાની નથી સો ફેરા સમજાવું તોપણ શું મન માનતું નથી. ૪

પરમેશ્વરનું ભજન કર્યા વગર આ દુઃખ ભરેલો જે દરિઆરૂપી સંસાર તેનો છેડો આવે નહી, માટે હે સુદ્ધમતિ જીવ તને સાધુ (કોઈ ઉપદેશી) વગર ખરો રસ્તો બીજો કોણ બતાવે? (૯૬.) માને પેટે અવતાર લઈને ઘણા દુખી લોકો ઠગે ઠગલા માલમ પડયા, પણ માયાના બંધ

તને કાપીને કોઇ તેમાથી નાશી શકયો નહી. પરમેશ્વરનુ ભજન૦ (૧) તને પરમેશ્વરે મનશા દેહનો અવતાર આપ્યો એમા તો કંઇ ભુલ નહી, તેમજ ખાવાને પુષ્કળ અન તથા પૈસો ટકો અને છોકરા છૈયાની વાડી આપી, માટે હા તુ જગતના બનાવનાર ઇશ્વરના ગુણ ગા કે તારૂ કલ્યાણ થાય પરમેશ્વરનુ ભજન (૨) તે આ પૃથ્વી ઉપર અવતાર લીધો, પણ નઠારા કામનો ભંડાર ભર્યો અને પાપના ઢગનો તે મોટો ગંજ બનાવ્યો, (ઘણુ પાપ એકઠુ કીધુ,) માટે પરમેશ્વરનુ ભજન (૩) જેમ ઝાડને પાહાડ સ્થીર છે તેવા રૂપે તુ રહયો (એટલે કંઇ પણ ભગવત ગીતામા તેં ધ્યાન આપ્યુ નહી, અને ટાઢ તથા વરસાદનો બહુ તાપ તુ પામ્યો છે, એ તારા કતવ્ય કોઇથી કહી શકાય નહી માટે પરમેશ્વરનુ ભજન (૪) માટે પ્રીતમ કવિ કહેછે કે હે જીવડા તારે માથે મોતનો ભય છે તે જાણીને તુ ચેતી લે, ઘુમટો તાણીને સુઇ શું રહયો છે (એટલે ઉઠ ને હરી કીરતન કરવા માંડ.) પરમેશ્વરનુ ભજન કર્યા વગર આ દુઃખ ભરેલો (૫)

### પાઠ ૧૭૫ મો.

કોહીનુર (ફા) એક જાતનો મશહુર નીમક વાળો ઉચો હીરો
રતન (સં) જવાહીર
મુલ (સં) કિંમત
ઝારી (અ) ઝવાહીરના ને પારીઓ
કાવ્યગ્રંથ (સં) કવીતાનુ પુસ્તક
કવીતારૂપી (સં) કવીતાના રૂપમા
જુધ્ધ (સં) મોટી લડાઇ
વંશજો (સં) વંશમાના કુટુંબી
તવારીખ (આ) સાલવાર ઇતીહાસ; રાજા પાદશાહના થયલી હકીકતનુ પુસ્તક
અર્ધ અંડાકાર (સં) અડધા ઇંડાના જેવા આકારનો
વજન (આ) ભાર; તોલ
દગલબાજી=દગો ફટકો
ઇંગ્લાંડ (અ) અંગ્રેજી
મુગટ (આ) તાજ

### પાઠ ૧૭૬ મો.

બતેલા=ફતેમારી કરતા નાના વાહાણ
ફતેમારી=મોટા બતેલા
નફરી (આ) જળમાર્ગે મુસાફરી કરનારા.
પાંડ (અ) વાર; ૧। ગજ
ભાથુ=ખાવાનુ, કાચી કોરી સુખડી
ઉતારૂ=વાહાણ કે ગાડીમા બેસી જનારા
મેજ (ફા) ટેબલ
પલંગ (ફા) ઢોલીઓ
મનવાર (અ) લડાઇના વાહાણો.
કાટકા=અવાજ.
પ્રવાહ (સં) ધોધ; રેલો
દાગ=ટપાલ, ડાક.
વરાળયંત્ર=બાફના જોરથી ચાલે એવો સંચો
મરકઝ (અ) પેચ; ફેર.
હોકાયંત્ર=દીશા જાણવા-

નો મચો

લોહચુંબક=લોઢાને ચુસી લેનાર, ચમક

પાઠ ૧૨૭ મો.

કીમીઆ (ફા) ત્રાંબુ લોઢું વગેરેને સોનુ બનાવી દેવાનો હુનર, ઠગવાનો કસબ.

લત=ખો, ટેવ

કીમીઆગરો (ફા) કીમીઆ કરી જાણનાર

ગાઢ=ગીરો; ખુદ

રેનો=સોનાનો ઝીણો ગાગડો નકકર દાણો

ભુલાવો=ગફલત

વીત્ત (સ) નાણુ કસ

છંદ (સ) ચરસ, શોખ

જેવર (ફા) ઘરેણુ

ધુતારો=ફોસલાવી લઇ જનારો

નવસાર=ધાતુ ગાળવાનો એક જાતનો સફેદ ખાર

ખલ=વાડકા જેવુ ખાડાવાળુ ઘુટવાનુ પથ્થરનુ વાસણ

બારીક (ફા) ઝીણું

પરતવુ=ઝીણુ વાટવુ

પરીક્ષા (સ) તપાસ

પાઠ ૧૨૮ મો.

ઇલાકો (અ) પ્રાંતના તાબાનો મુલક

અદાલત (અ) ઇનસાફ કરવાનુ ઠેકાણુ.

રેવન્યુ કમીશનર (અ) મેહેસુલના હીસાબનો બંદોબસ્ત રાખનાર અધીકારી,(કલેકટરનો ઉપરી)

પોલીશ કમીશનર (અ) ખુન, ચોરી વગેરે ગુનાહની તપાસ રાખનાર પોલીશ ખાતામા સૌથી વડો અધીકારી

ફોજદારી (અ ફા) ખુન, ચોરી, મારામારી વગેરે ગુનાહ સબંધી

દીવાની (ફા) લેણુ દેણુ સબંધી, મુલકી

મુકદમા (અ) ફરીઆદના કામો, કજીઆ

જડજ (અ) ન્યાયધીશ, પોતાથી નીચલી કોર્ટોમા થયેલા ફેસલા ઉપરની અપીલનો સાંભળનાર, ને મજીસ્ટ્રેટ તરફથી સેશનમા મોકલાવેલા મોટા ગુનાહનો ચુકાદો કરનાર

જોઇંટ માજીસ્ટ્રેટ (અ) માજીસ્ટ્રેટને ફોજદારી મુકદમામા મદદ કરવાને આપેલો તેના સાથનો બીજો માજીસ્તરેટ

ફેસલા [અ] ચુકાદા.

હાઇકોર્ટ (અ) ઇલકામા સૌથી મોટી ઇનસાફની કચેરી, સદર અદાલત

અપીલ (અ) એક ઓહોદેદારના કરેલા ફેસલા ઉપર ઉપર નારાજી થઇ તે રદ કરાવવા તેની ઉપલી કોર્ટમા અરજ કરવી તે

તટ=પીડાગાઇ

ડુગળી=કાંદા, પ્યાજ

રજ (સ) રજકણ, કણી

પાઠ ૧૨૯ મો.

વસુલાત (અ) ઉપજ

કોરટ (અ) દરબાર, કચેરી

ઉપસાગર (સ) અખાતનુ મોં પોહોળુ થયેલુ તે

કલેકટર (અ) તાબેના જીલ્લાની જમાબંધી એકઠી કરનાર

કેવ (અ) મુશીર.

સરાસરી (ફા) સરખે ભાગે ફાળો પડતું ગણવુ તે, સરેરાસ

કાટ=ઇમારત બાંધવાના લાકડા

જૈનધર્મ [સ] શ્રાવક, ભાવસાર લોકોનો ધર્મ

સબકલેકટર (અ) કલેકટરના હાથ નીચેનો ઓહોદેદાર.

પાઠ ૧૩૦ મો.

લેફટેનંટ ગવર્નર (અ) ગવ-

રનરથી ઉતરતી પાયરીનો
ગવરનર
ક્ષેત્ર (સ) ખેતર
સંગમ (સ) મેળાપ
દોઆબ (ફા) દુ તે બે ને આબ તે પાણી, એટલે બે નદીઓ ગંગા અને જમના વચ્ચે આવેલા પ્રાંત
કૃપાવાન (સ) કૃપાળુ, કૃપાવંત, દયાવાળા
ચીફ (અ) મુખ્ય મોટો
કમીશનર [અ] મુખત્યાર અધીકારી, હકમાઇ લેનાર
નાનકપંથી=નાનક નામના માણસે બનાવેલો ધર્મ
નીમકહલાલ (ફા) ખાધેલા અનનો ઉપકાર કરનાર, કૃતજ્ઞ

પાઠ ૧૩૧ મો.

ઝરો=જમીનમાંથી દડુડીરૂપે નીકળતું પાણી
ઢોંગ=ધતુંગ, બાહાનું
મંત્ર (સં) જાદુ, ધંતર
પ્રવાસી (સં) મુસાફર
ચમત્કાર (સ) નવાઈની વાર્તા; અચંબો
ઉચેલી=કુહાડી
નીકાર્યો=મોર્યો; નીક
રાળ=બળી ભડકા થાય એવો પદાર્થ
ડામર (અ) એક જાતનો ચીકણો કાળો પદાર્થ
જાદુ (ફા) ધંતર મંતર

પાઠ ૧૩૨ મો.

ઠરચુરાણ=છુટા છુટા, જુદા જુદા વાંધવા
કુત્સીત [સ] નઠારો, ધીક્કારવા જોગ
કપોત (સં) હોલો
ઉલુક [સ] ઘુવડપક્ષી
નીર (સ) પાણી
હોડ=હીમત, હોંસ
ગ્રીવ (સ) વાહાલો
અણભેદ [સ] અભયપદ બીક વીનાની પદવી
ખ્યાત (સં) કીર્તી
દશ દીશે (સ) દશ દીશાએ (ચાર દીશા, ચાર ખુણા ને ધરતી તથા આકાશ)
લઘુવયે (સ) બચપણમાં, નાનપણે
વીમળ (સ) ચોખ્ખુ
સપુત (સ) સારો છોકરો
વાસુરત=ગત નહી તે
મેહ (સ) વરસાદ, મેઘ
વીવી=વીન વરસ સુધીની ઉમર
માયાજીત (સ) માયાને જીતે એવું
મંડાણ=શરૂઆત
સુણીઓ=સાંભળ્યો
વીનય (સ) નમતા.
થાવર (સ) અચળ; જે ખસે નહી તે.
સુજશ (સ) સારો જશ સારી કીર્તી
વાદ (સ) તકરાર
ધરત્રી (સ) જગત પૃથ્વી.
વશીકરણ (સ) વશ કરવાની વીદ્યા—મંત્ર
કુમત (સ) મત નહીં તે;
અપખાણી=વખોડ્યું
શ્વાન (સ) કુતરો
મહીશ (સ) પાડો
મની (સ) બીનાડી
અજ (સ) બકરો
કાણી=કેહેવત; કેહેતી
ગર્દભ (સ) ગધેડો
ગીધ=લોહી માંસ ખાનારૂં મોટું પક્ષી
અશુકન (સં) ખરાબ શુકન; નઠારી નીશાની
વૃથા (સ) ફોકટ
વડી (ગુ) મોટી
ફરજ (અ) દેવું, રૂણ
કુપાત્ર (સ) નઠારો છોકરો કપુત
બાળાપણ (સ) બચપણ
અહોનીશ (સ) હમેશા
તૃષ્ણા (સં) તરસ, હોંસ
પુરૂષ (સં) મરદ, નર
ધીક્કાર (સ) તુચ્છકાર.
રહીત (સ) વગર, વીના.
આશ (સ) આશા; ઉમેદ.
નીરાશી (સં.) જેને આશા

| | | |
|---|---|---|
| નહી તે | સંતોષ (સં) આનંદ | સ્વર્ગ (સં) કૈલાસ |
| વાક્ય (સં) વચન; વેણ. | વર્ગ (સં) પંક્તી; જાત | |

## ( કવીતાની સમજુતી. ) (૧૯)

કોઈનું માથા ઉપર કલંક આવે એ મોટું દુઃખ, તેમ કંઈ માલ જાય અથવા ખોવાય એ પણ મોટું દુઃખ કે ઘણું અપમાન થાય એ મોટું દુઃખ, તેમ કંઈ શરીરે રોગ થાય એ પણ મોટું દુઃખ, ઘરની બાયડી મરી જાય કે કોઈ સાથે જતી રહે એ મોટું દુઃખ, તેમ કોઈ સાથે વેરથી લડાઈ થાય એ પણ મોટું દુઃખ, આપણી હિમ્મત હારી જાય એ મોટું દુઃખ, તેમ ઝેરી જાનવરનું કે બીજા કશાનું ઝેર ચઢે એ પણ મોટું દુઃખ વળી માથે મોતનું તેમજ ઘરમાંથી સંપતી ખટવાનું દુઃખ એ પણ મોટું છે, પણ કવિ શામળદાસ કહે છે કે વાહાલો છોકરો મરી જાય એ વળી સઘળા કરતા મોટું દુઃખ છે૦ (૧)

પૃથ્વી ઉપર જીવતો નર એ કહેવાય કે જેણે પારકાના દુઃખ કાપ્યા, પૃથ્વી ઉપર જીવતો નર એ કહેવાય કે જેણે વગર ખાસ્તીની જગ્યા આપી, પૃથ્વી ઉપર જીવતો નર એ કહેવાય કે જેના દશ દિશાએ કીર્તી ચાલી, પૃથ્વી ઉપર જીવતો નર એ કહેવાય કે જેણે બચપણથીજ પોતાના કુટુંબને તાર્યું (કુળમાં દીવો નીકળ્યો) જગતમાં જીવતો નર એ કહેવાય કે જેના જશ કરી લોકો એનો નામ ને ગુણ જાણશે, તેને વાસ્તે શામળદાસ કહે છે કે સપુત નર જીવ્યો એ કહેવાય કે જે પારકાના કામને વાસ્તે જીવ આપે૦ (૨)

રત વીના (શીયાળા ઉનાળામાં) વરસાદ આવે તેથી અનાજ પાકે નહીં, અને પુરા પોતાના પરાક્રમ વીનાના દુશ્મન બીજાથી હારે નહીં; તેમ પહેલા વાયામાં (વીસ વરસના ઉમ્મર સુધીમાં) જે હોંસથી વીદ્યા નહીં ભણ્યો, અને સંસાર માંડીને જીત્યો એ કાનથી કોઈ સાંભળ્યો નથી, ગયો વખત ફરીને આવે નહીં પછી તેનો મનમાં પસ્તાવો થાય, તે માટે શામળદાસ કહ્યું એવું કહે છે કે પહેલાથી જે માણસ ચેતે નહીં તેને પછાથી અફસોસ કરવો પડે. (૩)

નમ્રતાનો વીવેક બધા સારા માણસોમા શોભે છે, અને નમ્રતાની વીદ્યા તેજ સ્થીર અને સદા કાયમ રેહેછે, નમ્રતા થકીજ સઘળા લોકો મળી સારી કીર્તી આપે છે, અને નમ્રતા થકીજ રાજા કે ગરીબ લોકો હમેશ ભાગે તકરાર (એક બીજામા અદેખાઇ) કરતા નથી, માટે જગતમા નમ્રાતા એ સૌથી મોટી છે નમ્રતા એ ધર્મના માર્ગમા વસે છે, તે માટે શામળદાસ કવી એવુ કહેછે કે વશ કરવાના મંત્રની વીદ્યા, તે નમ્રતામાજ વાસો કરી રહેછે (મતલબ કે નરમ લોકોજ તેને માને છે) કેમકે તે વીદ્યા સાચી નથી० (૪)

કાગડા અને હોલાની વાણી નઠારી છે એવુ સઘળા કવીઓ અજ્ઞાણીને કહેછે કુતરો પાડો, બીલાડી, ગધેડાના શબ્દ, અને નઠારા કવીના મોહાની વાણીને પણ નઠારી ગણીને કેહેછે; તેમજ ગધેડો, ગીધ, ઘુવડની વાણી જગતમા અપશુકન વાળી કરી જાણેલી છે, પણ દલપતરામ કવિ કહેછેકે એ સઘળા વાદ નકામા છે, પણ કુમતની વાણીએ નર્વે કરતા મોટી નીંદ્ય ગણાયછે (૫)

શરીરમા કઇ રોગ હોય ને એવમા કઇ વ્યસન લાગ્યુ તો તેથી વીદ્યાભ્યાસ ન થતા દેવામાંથી નીકળાતુ નથી. કુટુંબના માણસોમા સંપ રેહેતો હોય નહીં, ને ઘરની બાયડી કુકામ મુકે નહી તેમ છોકરો જો નઠારો ઉઠયો તો તે છોકરાનો અવતાર બાળક જેવો સમજવો. કઇ પણ ધંધો કર્યાશીવાય સદા બેસી રેહેવુ તેથી હરેક વાતની ઇચ્છા ઘણી થઇ આવેછે, માટે આ જગતમા એવા પુરૂષના જીવતરને બહુ ધીક્કાર છે० (૬)

શરીર રોગવીનાનુ રેહે ને પછી ઘણી વીદ્યાનો અભ્યાસ કીધો, પછી તે છોકરો બોલેલુ વચન પાળે, તો તેને કોઇ પણ દીવસ બીજાની આશા કદી રાખવી પડતી નથી; મીઠા વચન બોલી સ્ત્રી હોય ને તેને માથે એક પઇભાર પણ દેવુ ન હોય તો તેને હમેશા મનમા સંતોષ રેહેછે, ને તે સારા માણસની પ્રીતી મેળવે છે વળી દહાડે દાહાડે કુટુંબના માણસોમા છે જેમ સંપ વધતો જાય, તો પછી એથી વધતુ સુખ સ્વર્ગમા છે એવુ હું જોતો નથી (૭)

પાઠ ૧૩૩ મો. | વાતાવરણ=વાત-વાયુ ને | આવરણ તે ઢાંકણ,પ-

પૃથ્વીની આસપાસ હવાનું ઢાંકણ
પ્રવાહી (સં) પાણી જેવા રૂપનો
ભરતી ઓટ=પાણીનું આવવું તથા જવું
મહાચતુર (સં) મોટો અક્કલવંત=ઘણો ડાહ્યો
પરમદયાળુ (સં) પરમ દયા લાવનાર
ક્ષણ (સં) પળ, લેહેજો
શ્વાસોશ્વાસ (સં) દમ
ફેફસું=શ્વાસ લેવાની નળી
મુનકાર=અવાજ વગનું; કોઇ બોલે ચાલે નહીં તે

પાઠ ૧૩૪ મો.

અસ્વચ્છ (સં) ચોખ્ખું નહીં તે
બદબો (ફા) નઠારી ગંધ
મરજાદ (સં) હદ સીમા

પાઠ ૧૩૫ મો.

ચગદી=કચડી, ખુંદી
ખોપું=ઈંડાનાનું ખોળીઉં
અડવું=અડકવું, અડવું

પાઠ ૧૩૬ મો.

કરચલી=હરકની સુંવાળીવસ્તુ નકકડ ને વળી ગયેલા તે, ખાલ ચડવી
કોરી=ટોળી ખોતરી
વાંસ =આકાશ
ફુદાં=દીવામાં પડતાં નંદ્રેત મગતરાં

પાઠ ૧૩૭ મો.

બલુન (અં) વા ભરેલી કોથળી, હવાનું ફાનસ
પનક=એક જાતનું પોહોળી ચાંચવાળું પક્ષી
પંડે=પોતે; જાતે
હૈડ્રોજન (અં) એક જાતની હવા; પાણી ઉત્પન્ન કરનારો વાયુ
થેલી=કોથળી
કંતાન (આ) ટાટ
સહી સલામત (આ) ક્ષેમ કુશળ, સારી પેઠે

પાઠ ૧૩૮ મો.

આપવડાઈ=પોતાની મોટાઈ પોતે બતાવવી તે
અનુભવ (સં) અજમાસ
યોગ્યતા (સં) લાયકી
મગરૂરી (આ) અહંકાર
જાહેર (આ) ખુલ્લું
નમ્ર (સં) નરમ
છાલકા=હલકા.
પતરાજીખો =શેખીખોર, શેખી કરનાર
ફિરચોટીઓ=ફિલક;
ડોળ=ભભકો, ચેહેરો

પાઠ ૧૩૯ મો

નર્મ=કવી નર્મદાશંકર લાલશંકર બાહાલી
ક્ષણભંગુર (સં) પલકમાંભાંગી જાય એવું.
ધ્રુવ મંડળ (સં) આકાશમંડળ, આકાશમાં એક સ્થીર તારો છે તેનો જથો
ક્ષણીક (સં) ફાની; નાશવંત; ક્ષણની
મોહ (સં) મોહિણી
વણસાડ=નાશ પામે એવું
અનાડ=અનાડી; બે વગનો
નેહ (સં) સ્નેહ, ચાહા.
તેજી=ચળકાટ, નુર.
સુચના (સં] ખબર.
ઝુઝવારો=શીઆળામાં ધુમ્મસ ઝાંકળથી ઝાડને રોગ થાય છે તે
ભય (સં) બીકની
તર્ક (સં) વીચાર, ખયાલ
દરશાવતા=દેખાડતા
શ્રદ્ધા (સં) ભરવસો
ગંભીર (સં) વજનદાર
સદવસ્તુ (સં) સાચી વસ્તુ
નાશહીન (સં) ગાનદાઠો
લગ્ન (સં) સંબંધ, વીવાહ
ગમ=સમજ
મર્મ=મગત, પરમ ગુણ
મીલકત (આ) દોલત,
વડાઈ (ફા) મોટાઈ
દારૂણ (સં) ભયંકર
કંચન (સં) સોનું; હેમ
તૃપ્તી (સં) ખુશી થઇ.
જર (ફા) પૈસો.
જોરૂ (ફા) સ્ત્રી; બાયડી.

સોથ=શોભે
સમૃદ્ધી (સ) દોલત
કોટી (સ) કરોડ
ગુરૂ (સ) હળકે

શઠ=ઠગ; લુચ્ચો
કંગાલ [હી] ગરીબ.
રત્નાગર (સં) સમુદ્ર, રત્નોની ખાણ, (રત્ન આકાર
તુલના (સ) તોળવું, માપ

કુસુમ (હી) નખીલ; ચીકણે, કમરીઓ
દુર્જન [સં] ખરાબ માણસ (દુ—જન

(કવિતાની સમજુતી.) (૨૦)

આ બધો સંસાર તે મેહીણી જેવો છે, અને તે પલક વારમા જતો રહે એવો નાશવંત છે, એમા મનુસો સદા ઠગાય છે, અને અણઘડ લોકો પાપ કરેછે (૧) હરખનુ હસવુ ને દુઃખની વખતના આંસુ એ બોઉ ચળકે છે ને વહેછે, ને અહીંઆ (આ પૃથ્વી ઉપર) કંઇ સાચી વસ્તુ નથી, પણ સાચો પ્રભુનો સ્નેહ છે (૨) કીર્તીની કલગીનુ તેજ તે જુઠુ થઇ જાય છે, જેમકે વાદળનો રંગ સાંજે જલદી જલદી જતો રહેછે (૩) પ્યાર, આશા, ને સુચના (કોઇ રૂપના ગણેછે) તેના ખીલતા મોર ખરી જાયછે, પણ મોતનો સુખવારો તેનુ મોટું જોર છે (૪) આ સંસારરૂપી ભરેલા દરીઆમા તોફાનો બહુ થાયછે, તેમા નીચ્યાગ હલકા ગરીબ જીવડા ધમડાતા ચાલ્યા જાયછે (૫) આ પૃથ્વી તે એક દુખીઆરી મુસાફરી ને અંધારી બીવામણી રાત છે, તેમા મોજવતી શરીર અહીંથી તહીં ઝોકા ખાયછે (૬) અકકલનુ રળીઆમણું કીરણ જે તર્ક તેનો ચળકાટ તે ભુલો પડેલો રસ્તો બતાવે છે. (૭) પરમેશ્વરને આળખીને સીનસર ચલવુ તે અને ધર્મ તે નક્કી સ્થિર અને ચીરંજીવાળા છે, તે વગર બીજુ કાંઇ સ્થિર અને મજબુત નથી એવુ માનજે (૮) માટે હે હલકા પ્રાણી તુ સદા સાચી વસ્તુ સાથે રમ અને સર્વદા તારા જીવને તેનાજ સાથે જોડવામા સુખ પાડ (૯)

પૈસો અને મોટી મીલકતની જે વડાઇ કરે તેને કોઇપણ જગાએ સુખી સમજો નહી, તે તો ઘણોજ દુખીઓ છે એમ જાણો (૧) સોનાની રેતી સાથે મોટી નદીઓ વહે, ને તેના વાડામા તથા ખેતરમા સોનાનો વરસાદ વરસે. (૨) તેના ઉપર પશ્ચિમની (અમેરીકા તરફની) સર્વે લક્ષ્મી રાજી થઇ હોય, (એટલે પેહેલા યુરોપના લોકોને અમેરીકાથી પુષ્કળ સોનું મળતું) ને પૈસો જમીન ને સ્ત્રીથી ને જુવાન શોભીતો હોય. (૩) ઘણીએક દોલત મળી છતા

કરોડો રૂપીઆની પુંજી થવાને ફાળ ભરે [ તૃષ્ણા રાખે, ) પણ જેનું મન મોહુ નહી તેને હલકો, શઠ, ને કંગાળજ જાણો (૪) હું એટલો ઉંચો હોઉં કે દેવ મંડળને ઉંચે અડકું, અને સમુદ્રનેને મુઠીમા સેહેજ સમાવી દઉં (૫) એવી રીતે સર્વને હું માપુ પણ મને માપનારૂ મનછે, મારૂ તોલ મન થકીજ થાય છે તેથી મન એ સધળા કરતા મોટું છે (૬] માણસ મન થકી જણાઇ આવેછે, તેમ સુમ કે દાતારપણુ તેપ થી જણાયછે, માણસ મનથકી જણાઇ આવેછે અને સારો કે નઠારો એ ચારપગથી જણાય છે, (૭)

પાઠ ૧૪૦ મો.

ઘુમટ=ઉપલો ગોળ ઘેરાવે–ઘેર
ઝગઝગતા=ચળકતા
નીહાળીને=નજર કરીને, ધારી વરીને
સપ્તરૂપી (સ) સાત તારાનો ઝુમખો; સાત તપેશ્વરી
ઉપરાણે=ઉપલે, ઉપર તરફને
ધ્રુવ (સ) ઉત્તર દીશામા એક સ્થીર તારોછે
કૈરવ (સ) નીલકુલ
સીદ્ધ (સ) સાબીત
ભ્રમ=વેહેમ શક
લંગારેલા=લંગર નાખી અટકાવેલા

પાઠ ૧૪૧ મો.

બીંદુ (સ) અણી, છેડો
ચાંદરણી=અજવાળી
તેજ=ચળકાટ નુર

પાઠ ૧૪૨ મો.

પસરે (સ) ફેલાય
મહત્વ (સ) પોહોળાઇ લંબાઇ ને જાડાઇ; મોટાઇ
અજમાએશ (ફા) તપાસ
ઘન (સ) જેટલા લાંબી તેટલા પોહોળી તથા તેટલા ઉંડા જગો તે, એકજ સખ્યા અંક પરસ ત્રણ વખત ગુણેલા જે નવી સખ્યા આવેછે તે.
ડેડસી (અ) મરેલ સરોવર, (તુર્કસ્તાનમાછે)

પાઠ ૧૪૩ મો.

અંશ (સ) ભાગ; રતલનો બારમો હીસ્સો
કરા=હવામાંથી છુટું પડીને બંધાયલું પાણી, એક જાતનુ બરફ
હર (ફા) દરેક; પ્રત્યેક
હૃદય (સ) અંતઃકરણ.
ભાષા (સ) વાણી, બોલી

પાઠ ૧૪૪ મો.

ડાકટર (અ) અંગ્રેજી વૈદ–હકીમ
રબર (અં) સીસાપેનના ડાઘા કે હરફ કાહાડી નાખવાનો એક જાતનો ચીકણો પદાર્થ
સંશુદ્ધ (સ) બરાબર, સીધો

પાઠ ૧૪૫ મો.

મેળ=હીસાબ, ગણતરી.
તફાવત (આ) ફેર, ફરક.
સરહદ=ગામ કે કસ્બાની સીમ=ભાગોળ
ચરોતર=ખેડા જીલ્લા તરફનો મુલક),(નર્મદા નદીની ઉત્તરથી તે છેક નજીક સાબરમતી નદીની દક્ષીણ સુધીનો )
અનુનાશીક (સ.) અનુ પાસે, ને નાશીક નાકનુ નાક પાસેનુ, નાક પાસેથી જે અક્ષરો બોલાય છે તે (ઙ–ઞ–ણ–ન–મ)
પડખો=પડોશ.
અભણ=ભણેલો નહી.

પાઠ ૧૪૬ મો

દેશાટણ [સ) દેશનુ અટણ, દેશની મુસાફરી કરવી તે.
ભાત=તરેહ; જાત.

આતલસ (અ) એક જાતનું રેશમી પાતળું કપડું
સંદેસડો=સંદેશો, ખબર
વીસલનગર=વીસનગર, (ગુજરાતમાં છે)
વીશ્રામ (સં) વીસામો
પાત્ર (સં) વાસણ; લાયક
હળદર=હળદ
હેમ (સં) સોનું કંચન
ઘાટ=એક જાતની ચળકત બુટાની સાડી
ચીર=રેશમું લુગડું, અંબર
પટોળા (સં) રેશમી ઘાટ

સમશેર (ફા) તરવાર
પ્રતીમા (સં) મુર્તી
સમીપ (સં) પાસે, સોડે
કાબી=કડલા, સાદા લાંબા તોડ
ઝુમણા=સીકકાને નાકા ચોડી તેનો હાર કરેછ તે
લક્ષ (સં) ધ્યાન, (લાભ)
જલપાત્ર (સં) પાણીના વાસણ
સાપડે=મળે, જડે
પૈઠણી=પૈઠણ, શેહેરની
પીતાંબર (સં) ભરે રેંચુ રે-

શમી ગોઠીઓ, ધાતુ કરી ને પીળું.
માળવી=માળવાના
રંગાવજો=માંડી વાગજો; રે બાક કરજો
પેળેગ=પેળેગના
ગજદંત (સં) હાથી દાંત
ટંકશાળ (સં) ચલની સીકકા પાડવાનું સરકારી કારખાનું
સીધાવજો=જજો, પધારજો; આવજો
વાગડ=કચ્છનો એક ભાગ.

## ( કવિતાની સમજુતિ. ) (૨૧)

1 દેશની મુસાફરી કરતા તમે સારી ભાત ભાતની જગ્યા જોશો, માટે તમે રસ્તેથી પેહેલા તો વળીને ગુજરાત જોજો (૧) શોભાવતી ગુજરાત જોવા લાયક છે એવું જાણજો; અને યાદ રાખી અમદાવાદથી એકાદ વસ્તુ વોહોરતા આવજો, અતલસ અને બારે મલ મશરૂ તો તમે સારો મગાવજો, અને ઘર તરફ વરસાદ ( ચોમાસુ ) પેહેલા પોતે વહેલા આવજો (૨) પછી પેથાપુર તરફ જાત્રાવસી લોકો જે જાયછે, ત્યા બાંધણીની સાડીઓ ને બહુ ઘણી વખણાય છે; તે દેશની સમાચાર કોઈ માણસ સાથે કહાવજો, અને ઘર તરફ વરસાદ૦ (૩) પછી ત્યાંથી વીસલનગર થોડી મુદત થોભજો, ત્યા પીતળના કળસીઆ અને હલવરને સોના જેવા પીળા બાયડીઓને પેહેરવાના ઘાટ શોભી રેહે એવા સાગ મળેછે, પછી ત્યાથી પાટણ જઈને રંગીત પટોળા રખાવજો અને ઘર તરફ વરસાદ૦ (૪) સીરોઈમા સારી તરવારો બનેછે અને મુરતીઓ સારી કુમરપુરી કેહેવાયછે, ત્યાથી કપડવંજ તાલુકાનું ગાયકવાડી ગામ આત્રસુંબે આવતા જજો, ત્યા છરા અને લોઢાના છરીઓ સારી બનેછે; વળી કપડવંજના કામ ને સાબુ પાસે રહી કરાવજો, અને ઘર તરફ વરસાદ૦ (૫) કાઠીઆવાડના કડલા ને ઝાલાવાડના ઝુમણા સારા ગણાયછે; તેમ ખંભાતની સુ-

ચ્રેડગી અને સુરતના જમણ સારા ગણાયછે; ઘણી પાપડી ને સારી બરફી તપાસીને સુરતથી લાવજો, ને ઘર તરફ વરસાદ (૬) નાશકમા સારા કળસીઆ અને સારા પાન પુને મળેછે, તેમ બરાનપોરનો સેલારશ અને પૈઠણની પાઘડીઓ ઘણી પકાયછે; સારી શાલ તો કાશ્મીરમા બને છે એ તો જરૂર મગાવજો૦ (૭) ને કાશીના લોટા ને પિતાંબર તેમ માળવાના અફીણને છાયલ, અને રેશમી કોરના ધોતીઆ નામપોરના તે સાચવીને જાતે લઈને લઈ આવજો બાકી તો ઘણી અમાળામા નીપજે તે લક્ષને શીશામ માંડી વાળજો, ને ઘર તરફ વરસાદ૦ (૮) ધોળેગામા રૂ સારૂ થાયછે, અને એ જીલ્લાની આસપાસના ગામોમા ઘણું સારા થાય છે, તેમ હાથીદાંત સીલોનદ્વીપમા થાય છે ને મુંબઈ તો હાલ સોનાની છે ( ત્યા ઘણા શ્રીમંત લોકો વસે છે, ) ત્યા નાણાની ટંકશાળ જોઈ મુંબામા પધારજો, ને ઘર તરફ વરસાદ પેહેલા૦ (૯)

પેંડા મથુરામા મળે અને જયપુરના ચિત્ર જુઓ, કચ્છના ઘોડા સારા થાયછે, તે દીનને ખુશ કરેછે (૧૦) નવાનગરમા (જામનગર) જઈને જુઓ ત્યાના કકુંથી કામ થાયછે, તેમ વાગડ (કચ્છનો એક ભાગ એમા પાલણપૂરનો પુર્વ તરફનો મુલક પણ આવે છે) ત્યા મગ ને બાજરી દલપતરામે મળતી દીઠી છે. (૧૧]

**પાઠ ૧૪૭ મો.**

હેલ (અ) મોટુ મચ્છ, મગર મચ્છ
જળચર (સં) પાણીમા રેહેનારૂ
કમલ=ખુલતી ચામડી
સુરજમુખી (સં) એક જાતનું સુરજના જેવડું ફુલ તે સુરજ ઉગે ત્યારે ખીલે ને સુરજ આથમે ત્યારે કરમાય છે
વલણ=ખુલણ; પેહેલુ
ચરબી (ફા) જનાવરના માંસના પતળા પડમાથી જે ચીકણી વસ્તુ નીકળે છે તે

**પાઠ ૧૪૮ મો.**

ખ્યાલ (આ) વીચાર
જોખમ (હી) તાશ થવાની ધાસ્તી, વીમો
વામ=બાંમ, ૩।। હાથ
ગરગડી=ચરેડી, ગાળો;
વીલા=સુના, છુટા.
દરકાર (ફા) પરવા.

**પાઠ ૧૪૯ મો.**

તાલુકદાર (આ. ફા) પરગણાનો ધણી, ઠાકોર; જમીનદાર
આશાપુર=કલ્પીત ગામનુ નામ
ગઢી=નાનો કોટ
ભરણપોષણ (સં) ગુજરાનનુ જારો
મોદી=સીધુ સામાન વેચનાર (નાઉધમી.)
વજીફો (આ) સરકારથી ઈનામમા મળેલી જમીન; જાગીરી
અવીચારી (સં) વગર વીચા-

નહી મળે) મારા૦ (૫) પછી ફુલણજી ઉપર ફરીયાદો થઇ ત્યારથી, ને મન મીલકત જપ્ત કરીને કાહડયા ઘરમાથી (ખડતા કર્યા) મારા૦ (૬) ફુલણજી તમને જેણે ફુલાવીને ચડાવ્યા, તેતો આ વખતે કોઇ મદદે ન આવ્યા મારા૦ (૭) પછી ફુલણજી તો કુવો શોધવા (કુવામા પડવા) ચાલ્યા, પણ પૈસા વિના કોઇએ આશીષ ન આલ્યા, [પાસે નહીં મળે કોડી તેથી કોઇ આવ્યા નહી ઉભા દોડી) મારા૦ (૮) જે લોકો જમતી વખત સારા સારા વખાણ કરતા, તેઓ આ વખત હાસી કરીને પછાડી બદબોઇ કરવા લાગ્યા મારા૦ (૯) ખરચ કરતી વખત તો ઘણા ઘણા વખાણ કરીને તમને ચડાવ્યા, પણ આ વખત તો અણુઘડમા ઠરાવ્યા. મારા૦ (૧૦) સારા પીતાંબર પેહેર્યા ને ઘરેણુ મ ઢરવા બાંધ્યા, પણ આ વખતે તો ઘર બાળીને તીરથ કરવા ચાલ્યા મારા૦ (૧૧.) ફુલણજીની બાયડી પણ છેડો વાળી ફુલણજીને નામે રડે છે પણ ફુલણજી તો તેનો કશો ટેકો (દીલાસો) આપ્યા વગર, અથવા પોતાનો ટેક છોડી ચાલ્યા મારા૦ (૧૨.) લોકો આ દમીને જે કોઇ નઠારી સીખામણ આપશે, તે માથે ગરીબના નીસાસાનુ ઘણુ પાપ લેશે મારા૦ (૧૩ માટે દલપતરામ કવીની શીખામણ મનમા લેજો તો, માથા પર દેવુ કરીને ન્યાતી ખરચ નહીં કરજો મારા ફુલણજી૧૮

પાઠ ૧૫૨ મો.

જંગમ (સં) ઉપડી શકે એવી મીલકત(પૈસો ટકો માલ મતા,ઘરેણું ગાડું વગેરે

સ્થાવર (સ) ઉપડી શકે નહીં તે, (ઘરબાર જમીન, વાડી, વગીચા વગેરે]

ખાખાવીખી=ધુળ ધાણી, પાએમાલ; કંગાળ.

પીએર=બાપનું ઘર

ચીટીચીટ=ચીકાર, ગુચ્છડાર

વખોડવા=વગોવવા

દુરાચરણી (સ) ખરાબ ચાલના.

રસોઇઆ=રાંધણીઓ

તુચ્છ (આ) હલકો, થોડો.

સદાવ્રત (સ) સાધુ વગેરેને ઘરમાંથી સીધુ સામાન આપવાનું મોદીખાનુ

પરબ=ઘરમાંથી પાણી પાવાનું ઠેકાણુ

ભીક્ષ (સ) ખેરાત

સીધુ=કાચી રસોઇ

સંતોષી (સં) તરપત કરી

કરણ (સ) ધર્મીષ્ટ રાજા, (પાંડવનો ભાઇ)

ભીક્ષુક (સ) ભીખારી

પાઠ ૧૫૩ મો.

ધર્માત્મા (સ) પુન્યાત્મા, ધર્મીષ્ટ, સખી

ખ્યાતી (સ) કીર્તી

છાયા (સં) આશરો.

ચુરમુ=ભુગો લાડો

ઇચ્છતો (સ) ચાહાતો

સદગુણી (સ) સારા આચરણનો સદાચરણી.

મફત (ફા] પૈસા વીના.

તડાકા=ગપા ગપાટા

હરામખોર (ફા] હરામનુ ખાનારા લુચ્ચા

ઇશ્વરભક્તી (સ) પરમેશ્વરનુ ધ્યાન-સ્મરણ

મૃત્યુ (સ) મોત.

નીંદયો (સ) વગોવ્યો.

ખોળવા=શોધવા.

પ્રમાણીક (સ) સાચા

વીશ્વાસુ (સ) ભરોસાદાર; પતીજવાળા.

| | | |
|---|---|---|
| ચંપક (સં) ચંપાના ઝાડ હોય તેવુ વન | સાક્ષી (સં) શાહેદી. સાત=ખુશી | પારખુ (સં) શોધ |
| | | ટાંક (સં) રૂપાયા ભાર. |
| શાસ્ત્ર (સં) ગણીત વીદ્યા | કૌતક (સં) અજબ | ખટ (સં) છ; ૬ |

## ( કવિતાની સમજુતી. ) (૨૪૦)

૧—એક મરદ ને એક બાયડી રસ્તેથી જતા હતા એવામા એક આંબાનું ઝાડ આવ્યુ, તેની નીચે ઘણીએક કેરી પડી હતી, ત્યા બંનો જણાએ એકેક ગાંઠડી બાંધી ત્યા એ બાયડી મરદને કેહેવા લાગીકે, મ ારી પાસે જેટલી કેરી છે તેના કરતા તમારી પાસે બમણી છે; પણ તમારામાથી એક કેરી લઇ તે જ્યારે મેં મારામા નાખી ત્યારે આપણ બ નોની પાસ કેરીઓ સરખી થઇ પડી. ત્યારે કોહો અનઘ કેરી કેટલી હતી?

જવાબ—તે મુજે સ્ત્રીનીકમા છ હતી તેમા મરદે પેહેલા ચાર બાંધીને બાયડીએ બે; પણ જ્યારે બાયડીએ મરદમાથી પડેલી લઇનાખી ત્યારે બ નો પણ લણ લણ થઇ પડી, એવી રીતનો એનો ખુલાસો છે

૨—એક મોટુ પક્ષીનુ ટોળું આકાશ તરફ ઉડીને આવ્યું, ત્યા વનમા મોટું ફેલાયેલુ વડનુ ઝાડ હતુ તે બધા પક્ષીને ગમ્યુ, તે ઝાડપર એકેક પાતરે એકેક પક્ષી બેઠુ, પણ એમ બેસતા ત્યા એક પક્ષી વધ્યુ એટલે બધા પક્ષીઓને તેની જગો કવને ફીકર થઇ; ત્યારે ફરીને એકેક પાતરા પર બબે પક્ષી બેઠા ત્યારે તો એક પાતરૂ વધ્યુ ત્યારે બોલો પક્ષી કેટલા અને પાતરા કેટલા તે ગણીને સીધો જવાબ દેઓ?

જવાબ—પ્યારી કહે એતો મેં જાણ્યુ, હુ તમને કાને કહી સંભળાવું તે સાંભળજો, એ પક્ષી તો ચાર છે અને પાંદડા ત્રણ છે

૩—એક રૂપવતી સ્ત્રી નદીના કીનારા આગળ ગોખમા બેઠી હતી, ત્યા એકાએક પોતાનો મોતીનો હાર તુટયો, ને તેમાના મોતી તે કીનારા ઉપર વેરાઈ ગયા તે હારમાના અડધા મોતી જરા વારમા પાણીમા પડી ગયા, અને ચોથા ભાગના રૂપાળા અડધા કચરામા જઇને પડયા; તેમ છઠ્ઠા ભાગના લીલ ઘા સુખડીને પડી ગયા ત્યારે કહો બધા મળીને એ મોતી કેટલા હતા? તે બાથમા તો ફકત બેજ મોતી રહી ગયા.

જવાબ—છઠે ભાગે ૧૬ ને અડધે ભાગે ૪૮, તેમ જેના ચોથા ભાગના ૩૦ થાય, એટલે ૯૬ મોતી તે હારમા હતા

૪—પક્ષીના ટોળા બે ઊંચે આકાશમા ઉડતા આવ્યા, તે બંને ચંપના વનમા આવી પોહોચ્યા. ત્યા એક ટોળુ બીજાને કેહેવા લાગ્યુ કે જો તમારા

દોહગમાં પડનો)
મુસાઇગરો=પોળીગ્રીં, (મુ-
  બાઇમા પડનો)
ઉબ્બુ=અડીકો
અધેલો=રોડ પઇ.
મુગમ=સેહેલ
આગીઆ=અ ગ્નીઆ
ગીની (અ) સોનાની ગેણી
  (૨૧ વાલની)
તોડો=રોકડનો બાન્ધેલો વી-
  ંટકો, કોથળી.
બેક નોટ (અ) નાણાનીપે
  ઢીની ચીઠી
ખાતરનીશા (આ ફા) ખા-
  તરજમા, ખાતરી
  પાઠ ૧૭૨ મો.
સંચીત (સં) એકઠું કરેલુ
  તે ભંડાર
પેઢી (હી) સરાફની મોટી
  દુકાન
ભાગ્યવાન (સં) નસીબવાન
નેસ્તી=સીધું સામાન વેચ-
  નાર, મોદી
ભંડોળ=થાપણ
પેરવી (ફા) ભાળ, તપાસ
તાકો (આ) મોટો ગોખલો
ચીથરેહાલ=ફાટા તુટા લુગડા
  પેહેરનારો
ઉમેરો=વધારો.
સેવિંગબેંક (અ) બચેલું
  નાણું વીઆજે મુકવા-
  ની પેઢી.
સામાદરકત=સામા મ ણસ
  ચોપડામા ખાતુ પાડી
  આપેછે તે
ગુમાસ્તી=વાણોતરી
ખરચ ખુટણ (ફા) પરચુટણ
  ખરચ
આડત=મહેનત, હસ્તગ
તીજોરી (અ) ખજાનો
ફંકારો=ગુજગારો
  પાઠ ૧૭૩ મો.
રાચ=વણવાનુ ઓજાર
કલ્પિત (સં) કલ્પનાથી કરે
  લા, અટકળથી ઠોકેલા
ઠેપાડુ=એક જાતનુ જાડુ
  લુગડુ, બો
સ્પષ્ટ (સં) ખુલ્લું
  પાઠ ૧૭૪ મો.
એકદમ (હી) એકીવારે,
  જથાબંધ
સજાપ (ફા) કોર, પોહોળી
  ફરતી મુગજી
નીતરવુ=ધીમે ધીમે વેહેવુ,
  ચોખ્ખુ
કાગડો=રેશમ, સુતર લપેટ
  વાની દુકડી પરતી
  પાઠ ૧૭૫ મો.
એકર (અ) ૪૮૪૦ ચોગસ
  વાર, ચાર રૂડ
કરામત (આ) હીકમત.
પોરચા=પોથા.
દરરોજ (ફા) હમેશા
આવૃત્તિ (સં) ફરીથી થવુ
  તે. (એકવાર થઇ રેહે કે
  બીજી વાર થઇ રેહેકે ત્રી
  જી વાર, એ પ્રમાણે ક-
  રવુ તે)
  પાઠ ૧૭૬ મો.
ગોડીર્ણ=સચાથી કતાયલુ
  ઝીણુ સુતર
લોઢવુ=કાલામાંથી કપાસી-
  આ તથા રૂ જુદા પાડવા
ચરખો (ફા) કાલા પીલવાનો
  નાનો રેંટીઓ
તાત=ધનુગના આંતરડાની
  રૂ પીજવાની દોરી.
  પાઠ ૧૭૭ મો.
રોજગાર (ફા) વેપાર
ફેધાકુ=ખુલ્લુ.
બીબા છાપ=બીબાથી છાપ-
  વુ તે, મુદ્રા છાપ-
  પાઠ ૧૭૮ મો.
સમરીને=સુધારીને.
સુધોસ્પષ્ટ=સુધારો
સંપત્તિ (સં) દોલત.
કુમાશ (આ) પોત, ઘટ્ટપણુ
ફોલવુ=ઝાંડકવુ, કચરો ક-
  સ્તાર કાહાડવો
  પાઠ ૧૭૯ મો.
જીભડો=જીભ, જીભલા.
હરીગુણ (સં) પરમેશ્વરનુભ
  ન–સ્મરણ
લવરી=લવારો
નવરાઇ=ફુરસદ.
ખટરસ (સં) છરસ. (ખોટા

ખારો, કડો, તીખો, મીઠો, તુરો.)
ઝગડો (સ્ત્રી) ટંટો
જુઝે=ઘુમે; બાઝી પડે
અંતકાળ(નં)મરવાનો વખત
ટોળી મંડળી.

સ્વજન (ન) પોતાનો માણસ—સગો વાલો.
સસરવ (ન) સગળુ
રામ નામ (ન) રામનું નામ પરમેશ્વરનુ ભજન; હરી કીરતન.

મુસ્તક (ન) માથુ
કુપ (ન) કુવા.
હરી ગયા=લઇ ગયા.
દીપક (ન) દીવો.
પેન=ખુમારી.
તરશે=પાર પડશે.

## (કવિતની સમજુતી.) (૨૫)

હે જીવ્યા, (જીભને માણસનુ રૂપ આપીને કેહે છે) તને પરમેશ્વરનુ સ્મરણ કરતા આટલુ બધુ આળસ કયાથી ભરાઇ આવે છે, કશી વાતનો લવારો કરવા બેસે તો તને જરા વાર ફુરસદ મળતી નથી, અને તરત મોમાથી બોલી ઉઠે છે માટે હે જીવ્યા તને પરમેશ્વરનું (૧) પારકાની ચાડી ચુગલી કરવી હોય તો તેમા તુ ખંતી રેહે છે અને છ તરેહનો રસ (ખાટો, ખારો, કડો, તીખો, મીઠો, તુરો,) તેનો સ્વાદ કાહાડવાને તુ તૈયાર છે, તેમ કજીઓ કંકાસ કરવામા તું ઘણી ઘુમે છે, અને પરમેશ્વરનુ ભજન કરતા તને કંટાળો આવે છે માટે હે જીવ્યા (૨) મરતી વખત વાહાલા કે તેજ વેરી થાય છે તે કોઇ કામ આવતુ નથી, ઉલટા તે તો તારી પાસે જે બધું હશે તે પોતાનો સગો જાણી લઇ લેશે, ત્યારે આખ ચોળીને રેહેશે માટે હે જીવ્યા (૩) મરતી વખત થશે ત્યારે કેહેશે કે તમે બાળોને તુળશી બાંધો, અને એને કાઇ રામનું નામ સંભળાવો, પણ પેહેલા જ્યારે જીવતો ફરતો હતો ત્યારે તો મ.ણુ નમતુ નહી (જરા પણ ઇશ્વરને યાદ કરતો નહી,) ત્યારે હવે પ્રભુનુ નામ સંભળાવ્યાથી શુ ફાયદો થાય? માટે હે જીવ્યા (૪) ઘરમા આગ લાગ્યા પછી કુવો ખોદાવવા જાય તો એ કુવામા . પાણી કાહાડીને ત્યાર પછી આગ શી રીતે ઓલવાશે) તેમ જ્યારે ચોરો ઘરમાથી માયાપુંજી લઇ ગયા તો હવે દીવો બાળી અજવાળુ કરેથી શું થશે, (મતલબ કે મરતી વખત પ્રભુને યાદ કરેથી શુ થવાનુ)? માટે હે જીવ્યા (૫) જીવ માયાના પેનમા ઉંઘી રેહેછે પણ તુ જાગીને તપાસી જો; જ્યારે ગળામા ફાંસી પડી (મરવાનો વખત થયો,) ત્યારે રડવાને બેઠી તે કામનુ શું? માટે હે જીવ્યા (૬) પરમેશ્વરનું સ્મરણ કરતા કંઇ પૈસા બેસતા નથી, ને એક વાળ પણ ખરતો નથી (મતલબ કે કંઇ મેહેનત પડતી નથી,) અને આ સંસાર રૂપી રસ્તાનો (ધર્મના માર્ગનો) સેહેજ પાર આવતો નથી, પણ તે ભજન થકી પાર પડશે માટે હે જીવ્યા તને પરમેશ્વરનુ સ્મરણ કરતા આટલુ બધુ આળસ કયા ભરાઇ આવે છે. (૭)

સમાપ્ત.

# जाहेर खबर.

હું નીચે સહી કરનાર નમ્રતાપુ-
ર્વક જાહેર કરૂંછુ કે, આ ચોપડી તથા
બીજા ઘણી જાતનાં પુસ્તકો મ્હારા ગ્રંથોદય
પ્રેસમાં છાપેલાં તથા મુંબાઈના છાપેલાં સંસકૃત
હીંદુસ્તાની, ગુજરાતી, મરાઠી, ઇંગ્રેજી ડીક્ષનેરીઓ,
વૈષ્ણવ ધર્મની વારતાઓ તથા તરજુમાઓ, કાયદાઓ, વૈદ-
કના તથા નાટકો, કીસ્સાઓ, જૈનધર્મના તથા સરકારી ગુજ-
રાતી તથા ઇંગ્રેજી વીગરે નિશાળોમા ચાલતી ચોપડીઓ તથા
પેહેલી ચોપડીથી તે સાતમાં ચોપડી સુધીના અંક. ઇતીહા-
સના પ્રસ્નોત્તર, વંસાવળીઓ વીગરે બીજી ઘણી જા-
તનાં પુસ્તકો સરસ છાપ ને સસ્તી કીમ્મતે મ-
ળસે. માટે સાંમટી લેવી હોય તેમણે પોસ્ટપે
ડ કાગળ લખી ખુલાસો કરવો, નાટપે
ડ કાગળ લેવામાં આવશે નહી.

સરનામુ.

હરગોવનદાસ હરજીવનદાસ. પુસ્તકવાળા.
મુ. અમદાવાદ.
બુકસેલર. મહાદેવ રામચંદ્ર જાગટે.
મુ. અમ. દ.